અધીન, વિ. (સં.) આધીન; [આ]શ્રિત; તાબેદાર.

અધીનતા, સ્ત્રી. (સં.) આધી[નત]ા; તાબેદારી; પરવશતા.

અધીર, વિ. (સં.अ=નહિ+धृ=[ધાર]ણ કરવું) ધીરજ વગરનું; આકળું; [ઉતા]વળું; વિશ્વાસ ન કરે તેવું. (૨) અ[વિચ]ારી; ચંચળ.

અધીર, સ્ત્રી.(સં.) અણવિશ્વાસ.

અધીરજ, સ્ત્રી. ધીરજ નહિ તે.

અધીરજતા, સ્ત્રી. (સં.) ધીરજ [ન]ા રાખવાપણું.

અધીરતા, સ્ત્રી. (સં.) અધીરાઈ.

અધીરપ, સ્ત્રી. (સં.) અધીરાઈ; [અધ]ીરજ.

અધીરા, સ્ત્રી. (સં.) બહુજ [અધ]ીરજવાળી સ્ત્રી; કાવ્યશાસ્ત્ર પ્રમાણે નાયિકા.

અધીરાઈ, સ્ત્રી. ધીરજ નહિ રહેવી (૨) પરિણામને માટે શંકા રહેવી તે.

અધીરાપણું, ન. ધીરજ નહિ રા[ખ]વાપણું.

અધીરું, વિ. ધીરજ વગરનું; ધી[રજ] ન રાખે તેવું.

અધીશ, પુ (સં. अधि+ईश [ધણી]) ઉપરી; મુખ્ય ઉપરી; રાજાધિરાજ. મહાદેવ; પરમેશ્વર.

અધીશ્વર, પુ. ( સં. अधि+[ईश्व]र=પ્રભુ) મોટો ઈશ્વર; મહાદેવ. મહાન રાજા; પાદશાહ; શહેનશાહ.

અધુકડું, વિ. જુઓ [અધકચરું].

અધુધુ, અ. પુષ્કળતા અને [ઉતાવળ] બતાવનારો ઉદ્‌ગાર; અધધધ.

અધુના, અ. (સં.) હમણાં; હાલ.

અધુરું, વિ. પુરું નહિ થએલું; અ[પૂ]ર્ણ; ઓછું. અધુરા પુરા કરવા=આયુ[ષ્ય]ના જે દિવસો અધુરા હોય તે પુરા કરવાને માટે જ જીવવું. અધુરો ઘડો છ[લ]કાય=અપૂર્ણ-અજ્ઞાની હોય તે ઉછાંછળા [થઈ ફુલ]ાસ કરે.

અધુરેજવું, અ. ક્રિ. કચવાવું. (૨) ભાગી પડવું. (૩) પાર નહિ ઉતરવું.

અધૃતિ, સ્ત્રી. (સં.) અધીરપણું.

અધેડ, વિ. ઉતરતી જુવાનીવાળું; ત્રીશ વર્ષની ઉમરનું; આધેડ.

અધ્યેય, વિ. (સં.) નહિ ધારણ કરવા યોગ્ય; આરાધવાને યોગ્ય નહિ તે.

અધેલી, સ્ત્રી. અડધો રૂપીઓ; આઠ આનાની કીમતનો રૂપાનો સિક્કો.

અધેલો, પુ. અડધો પૈસો.

અધૈર્ય, ન. (સં.) ધૈર્ય-ધીરજ નહિ તે; નાહીમતપણું.

અધૈર્યવાન, જુઓ અધ[ીર]...

અધો, વિ. (સં. ...) નીચું; નમતું; ...

અધોગતિ, સ્ત્રી. ... + गति) ... કરો તે; ... ઘટતી દશા ...

**અઘોટ**, જુઓ આઘેડ.

**અઘોટી**, સ્ત્રી. ચેરડીનો ઉકાળીને ઉતારેલો પણ ઠરેલો નહિ એવો રસ.

**અઘોટીઉં**, ન. ચેરડીના રસથી ભરેલી કોઠીમાંથી જે અડધો રસ કાઢી લેવામાં આવે છે તે ક્રિયા.

**અઘોડ**,-(ડ), વિ. આધેડ.

**અઘોડું**, ન. મુએલું ઢોર ચમાર લઈ જાય તેના બદલામાં તે તેના માલિકને જે ચામડું આપે છે તે.

**અઘોતું**, વિ. ધોયું ન ધોયું હોય તેવું; નહિ ધોએલું; જેની ખેળ ઉતરેલી નથી એવું (વસ્ત્ર). (૨) જીર્ણ થઇ ગએલું વસ્ત્ર.

**અધોદ્વાર**, ન. (સં. अधः+द्वार=બારણું) નીચેનો દરવાજો, અપદ્વાર; ગુદા.

**અધોદૃષ્ટિ**, સ્ત્રી. (સં. अधः+दृष्टि=નજર) નીચે જોવું તે; નીચી નજર.

**અધોધ**,વિ.નીચેનીચે;ઉતરતુંઉતરતું.

**અધોબિંદુ**, ન. (સં. अधः+बिन्दु=ટપકું) આપણા માથાની સીધી લીટીએ આવતું નીચલે ભાગે પડતું બિંદુ. (એનાથી ઉલટું તે શિરોબિંદુ.)

**અધોમુખ**, ન. (સં.) નીચું મોં; નમાવેલું મસ્તક.

**અધોમુખ**, વિ. (સં.) નીચું મુખ કરેલું હોય એવું.

**અધોલોક**, પુ. (સં.) ... લોક. (૨) ઉતરતા પંક્તિના લોકો.

**અધોવાયુ**, પુ. (સં.) પા... વાટેથી નીકળતો પવન; અપાન.

**અઘોવાયો**, (-વૈઓ), પુ. ... વેચવા લેવાનો ધંધો કરનાર. (૨) ગાડાં ફેરવનારો.

**અઘોળ**, વિ. ચેરના સો... ભાગ જેટલું. (૨) ના. ચેરનો સો... ભાગ; અઢી રૂપીઆભાર.

**અઘોળી**, વિ. અઘોળ વજનનું ... ટલું; અઘોળ માપ ઓટલું પાત્ર.

**અધ્યક્ષ**, પુ. (સં. अधि+... =ધરી) ઉપરીપણું કરનાર; ... નિયામક.

**અધ્યક્ષર**, પુ. (સં. अ... अक्षर) ઓંકાર; મુખ્ય અક્ષર;

**અધ્યયન**, ન. (સં. अ... इ=જવું ઉપરથી अयन) ... તે; અભ્યાસ.

**અધ્યસ્ત**, વિ. (સં.) અધ્યા... આરોપિત; અમુક વસ્તુમાં અમુક વ... અધ્યાસ કરેલો હોય તે.

**અધ્યા**, પુ. (સં. अ... ઇ.) અભ્યાસ.

**અધ્યાત્મ**, ન. (સં. अ... आत्मन्=આત્મા) આત્માસં... વિચારો અને ક્રિયાઓ; બ્રહ્મજ્ઞાન સ... જે કંઇ હોય તે.

અધ્યાત્મયોગ, પુ. (સં.) મ-વિષયમાંથી વાળીને પરમાત્મામાં જવાની ક્રિયા.

અધ્યાત્મશાસ્ત્ર, ન. (સં.) ત્મજ્ઞાનનું શાસ્ત્ર-વિદ્યા; બ્રહ્મજ્ઞાનનું સ્ત્ર.

અધ્યાત્મિક, વિ. (સં.) આત્મા ધક; પરમાત્મા સંબંધી.

અધ્યાપક, પુ. (સં.) ગુરુ; વગેરેનું અધ્યયન કરાવનારો; શિક્ષક.

અધ્યાપન, ન. (સં.) શિક્ષણ પવું તે; શિક્ષા.

અધ્યાય, પુ. (સં.) ગ્રંથનો ક ભાગ; પ્રકરણ; પર્વ.

અધ્યારુ, પુ. (સં. अध्वर्युं=જ્ઞમાં વરાએલો મુખ્ય બ્રાહ્મણ. ઉ.) જુર્વેદ જાણનારો બ્રાહ્મણ; ગોર. (૨) રસાઓનો ગોર. (૩) નોતરીઓ. શિષક.

અધ્યારૂઢ, વિ. (સં.) ઉપરચઢેલું; [સવાર થએલું.

અધ્યારોપ, પુ. (સં. अधि+रोप=ચડાવવું) એક વસ્તુના ણનો બીજી વસ્તુમાં આરોપ કરવો અધ્યાસ. (૨) વૃથા ભાસવું તે. (૩) કુ આળ.

અધ્યારોપણ, ન. (સં.) એક સ્તુના ગુણનું બીજી વસ્તુમા આરો-પ કરવું તે.

અધ્યારોહણ, ન. (સં.) ઉપર ચઢવું તે. (૨) સવારી કરવી તે. ) ઉન્નતિ.

અધ્યાસ, પુ. (સં. अधि=ફેંકવું. ઉ.) મિથ્યાભાસ; ભ્રમ. (અન્ય અન્ય ધર્મનું આરોપણ તે અધ્યાસ. (૨) સંબંધભાવરહિત હરો વિચાર. (૩) નિરંતર એકજ લક્ષ રહ્યા કરે છે.

અધ્યાહાર, પુ. (સં.अध+आ+हृ=હરવું. ઉ.) ઉપરથી લેવું તે.

અધ્યાહાર્ય, વિ. (સં.) ઉપરથી સમજી લેવા જેવું હોય તે.

અધ્યેતવ્ય, વિ. (સં.) અધ્યયન કરવા યોગ્ય.

અધ્યો, જુઓ અધ્યાય.

અધ્રકણ, ન. મેળવણ.

અધ્રકવું, સ. ક્રિ. આખરવું; મેળવવું.

અધ્રકાવવું, સ. ક્રિ. મેળવાવવું.

અધ્રણ, ન. આંધણ.

અધ્રુવ વિ. (સં. अ+ध्रुव=દૃઢ-સ્થિર) અનિશ્ચિત; અસ્થિર.

અધ્રુવતા, સ્ત્રી. (સં.) અસ્થિરતા.

અધ્વગ, પુ. (સં.) મુસાફર; વટેમાર્ગુ.

અધ્વર, પુ. (સં.) યજ્ઞ. (૨) આકાશ.

અધ્વર્યુ, પુ. (સં.) યજ્ઞમાં વ-રાએલો યજુર્વેદ જાણનારો ઋત્વિજ બ્રાહ્મણ.

અધ્વા, પુ. (સં.) માર્ગ; પંથ.

અધ્વાંત, વિ. (સં.अ+ध्वान्त=અંધારું.) અંધારું નહિ એવું અજ્ઞાનાભાવ.

**અન્**, અ. (सं.) નહિ, વિના, વગર, અભાવ, નિષેધ કિંવા અલ્પતા બતાવનારો ઉપસર્ગ.

**અનકૂટ**, જુઓ અણકૂટ.

**અનક્ષર**, વિ. (सं. अन्+अक्षर=વર્ણ) અક્ષરશૂન્ય; મૂર્ખ; અભણ.

**અનગળ**, જુઓ અણગળ.

**અનગાર**, પુ. (सं. अन्+आगार=ઘર) ઘર વગરનો હોય તે; સાધુ.

**અનગ્નિ**, વિ. (सं. अन्+अग्नि) શ્રૌતસ્માર્ત કર્મહીન; જેણે અગ્નિહોત્ર લીધો ન હોય તે.

**અનઘ**, વિ. (सं. अन्+अघ=પાપ) નિષ્પાપ; પાપ રહિત; સ્વચ્છ.

**અનઘડ**, વિ. નહિ ઘડાએલું; નવું.

**અનત**, વિ. (सं.) નહિ નમેલું; અજીત.

**અનથ**, વિ. નાથ વગરનું; નહિ પરોટાએલું; નિરંકુશ. (૨) વાળી રહિત.

**અનદ્યતન**, વિ. (सं. अन्+अद्यतन) અવર્તમાન. (૨) ના. અનિયમિત વર્તમાનકાળ.

**અનધિકારી**, વિ. (सं.) નહિ અધિકારી.

**અનધ્યાય**, પુ. (सं. अन्+अध्याय-अध्ययन=અભ્યાસ) વેદનું અધ્યયન બંધ રાખવું તે; વેદાધ્યયન બંધ રાખવાનો દિવસ.

**અનનાસ**, ન. ખાટા અને સ્વાદવાળું એક ફળ.

**અનનુકૂળ**, વિ. (सं. अनुकूल=ફાવતું) અનુકૂળ એવું; પ્રતિકૂલ.

**અનન્ય**, વિ. (सं. अन+अन्य=બીજું) જેના જેવું નહિ એવું; અપૂર્વ.

**અનન્યગતિ**, સ્ત્રી. (सं. ઉપાય ન હોય પણ માત્ર એક જ હોય તે. (મુક્તિનો અંતિમ માર્ગ

**અનન્યતા**, સ્ત્રી. (सं. अन्यता.) બીજાપણું નહિ તે; પણું; પરમ ઐક્ય.

**અનન્યપ્રેમ**, પુ. (सं.) જેવો બીજો પ્રેમ નહિ તે.

**અનન્યભક્તિ**, સ્ત્રી. બીજા કોઈપર ન હોય એવી ભક્તિ

**અનન્યભાવ**, પુ. (सं.) ઉપર જ ભાવ હોય તે.

**અનન્વય**, પુ. (सं.) ઉપમેય અને ઉપમાન હોય એવે અર્થાલંકાર. (૨) વિ. અન્વય (ક્રમ) રહિત.

**અનન્વિત**, (सं.) જેનો બરોબર થઇ શકે નહિ એવું; ખર

**અનપત્ય**, વિ. (सं. अपत्य=સંતાન) છોકરાં વાંઝીઉં.

અનપરાધી, વિ. (सं. अन+अपराधी=ગુનેગાર) અપરાધી નહિ એવું; નિર્દોષ.

અનપેક્ષ, વિ. (सं. अन+अपेक्षा) અપેક્ષા રહિત; બેદરકાર.

અનપેક્ષા, સ્ત્રી. (सं. अन+अपेक्षा=ઇચ્છા) અપેક્ષા નહિ તે; બેદરકારી.

અનપેક્ષિત, વિ. (सं.) ઇચ્છા કરી ન હોય તેવું;અનાયાસે આવી મળેલું.

અનભિજ્ઞ, (सं. अन+अभिज्ञ=જાણતું. ઉ.) અજાણ; અકુશળ.

અનલે, વિ નિશ્ચય.

અનભ્યસ્ત, વિ. (सं.)અભ્યાસ કર્યો ન હોય એવું; મહાવરો ન કરેલો હોય એવું.

અનભ્યાસ,પુ (अन+अभ्यास) અભ્યાસ ન હોય તે; નહિ ટેવ પડેલી તે.

અનમ, પુ. બ્રહ્મા; પરમેશ્વર.

અનમડયું, વિ. નહિ ગોઠવું.

અનમતું, વિ. જુઓ અણમતું.

અનમાનીતું, વિ.જુઓ અણમાનીતું.

અનમી, વિ. કોઈને નમે નહિ એવું; અનમ્ર.

અનમોલ, જુઓ અણમૂલ.

અનમ્ર, વિ. (सं. अ=નહિ+नम्र=નરમ) નરમ નહિ તે; આકરું; ઉદ્ધત.

અનય, ન. (सं.) નીતિ નહિ તે; અનીતિ. (૨)આફત; દુઃખ; દુર્ભાગ્ય.

અનય, વિ. (सं.) નીતિરહિત; અવિવેકી

અનર્ગળ, જુઓ અનર્ગળ.

અનર્ગળ, વિ. (सं. अन+अर्गल=આગળો) બંધ ન પડે તેવું; અપાર; પુષ્કળ.

અનર્ઘ્ય, વિ. (सं. अन+अर्घ्य=અર્ઘ્ય તે પે,ચ.) અર્ઘ્ય આપવાને યોગ્ય નહિ એવું.

અનર્થ, પુ (सं. अन+अर्थ ક.) ખોટો-ઊલટો અર્થ કરવો તે. (૨) ખોટું કામ કરવું તે. (૩) જુલમ (૪) હાનિ; ગજબ

અનર્થક, વિ. (सं.) અર્થ વગરનું; નકામું; નિરર્થક.(૨) હાનિકારક.

અનલ, પુ. (सं.) અગ્નિ; દેવતા; તેજ. (૨) ગુસ્સો (૩) એક કલ્પેલું પક્ષી (જે જમીન ઉપર કદી ઉતરતુંજ નથી)

અનલહક, (અ.) હું ખુદા છું એવું માનવું તે.

અનલસ, વિ. (सं. अन+अलस=આળસ) આળસ રહિત; સ્ફૂર્તિવાળું

અનવટ, (અણવટ) ન. સ્ત્રીઓને પગે પહેરવાનું રૂપાનું એક ઘરેણું.

અનવદ્ય, વિ. (सं.) દોષ વગરનું; અનિંદિત; સુંદર.

અનવસર, પુ. (सं. अन+अवसर=સમય) કવખત; નહિ અવસર તે.

અનવસ્થા, (સં.) નહિ અવસ્થા તે; મનની ડગમગતી હાલત; અશાંતિ.

અનશન, ન. (સં. अन्+अशन=ખાવું+વ્રત) ઉપવાસ કરવાનું વ્રત.

અનશ્વર, વિ.(સં.)સ્થાયી;નિત્ય.

અનસૂયા, સ્ત્રી. (સં.) કર્દમ મુનિની કન્યા અને અત્રિ ઋષિની પત્ની.

અનહદ, વિ. જેને હદ ન હોય એવું; અપાર.

અનહદ, પુ. શરીરમાં ચાલુ રહેનો આંતરધ્વનિ; શ્વાસની ચઢ ઉતરમાં सोहं सोहम् એવો જે ચાલુ રણકાર થયા કરે છે તે.

અનહદનાદ, પુ શ્વાસોચ્છવાસને લીધે અંતરમાં જે ધ્વનિ રણક્યા કરે છે તે.

અનહિત, ન. અણહિત; અકલ્યાણ વિ. (अन्+अहित=અનહિત) અહિત નહિ તે.

અનંક, વિ. (સં. अन्+अंक =આંકડો) આંકડા વગરનું; પુષ્કળ.

અનંગ, પુ. (સં. अन्+अंग) કામદેવ. (૨) વિ. જેને અંગ ન હોય તે.

અનંગરંગ, પુ. કામવૃત્તિ. (૨) કામશાસ્ત્ર.

અનંગવાન, પુ (સ.) અંગવાળું નહિ તે; કામદેવ.

અનંગશત્રુ, પુ. (સં) શિવ; મહાદેવ.

અનંગળ,વિ (અનર્ગળ ઉપરથી) અપાર

અનંત, પુ. (સં.) વિષ્ણુ; શેષ; બ્રહ્મા (૨) એક નાગ. (૩) આકાશ. (૪) શ્રાવકોનો ચૌદમો તિર્થંકર.

અનંત, વિ. (સં. अन्+अन्त =છેડો.) જેનો અંત નથી એવું; મહત્વ.

અનંતકોટિ, વિ. (સં.) ઘણું; જેની સંખ્યાની ગણતરી થાય નહિ એવું

અનંતચતુર્દશી, સ્ત્રી. (સં.) અનંતચતુર્દશી; ભાદરવા શુદ ચૌદશ. (૨) ચૌદશાપી ભગવાનનું એક વ્રત.

અનંતતા, સ્ત્રી.(સં.) અનંતપણું; નિત્યતા.

અનંતદોરો, પુ. (સં.) ભાદરવા શુદ ચૌદશને દિવસે લેવામાં આવતો દોરો.

અનંતપાર, વિ. (સં) પાર વિનાનું; અમાપ. (૨) બહુ દૂર.

અનંતમૂળી, ન. (સં.) એક જાતની ઔષધિ; ઉપલસરી.

અનંતર, વિ. (સં.) अन्+ अंतर=છેડું) નહિ છેડું તે; પાસેનું

અનંતર, અ. પછી; ત્યારપછી.

અનંતરાય, વિ. (સં. अन्+ अंतराय) અંતરાય વગરનું; ખુલ્લું; નહિ વાંધાવાળું.

અનંતરાશિ, સ્ત્રી. (સં.)જેમાં ઘણાં પદ (સંખ્યાઓ) હોય છે. (ત્રિરાશિ, પંચરાશિ ને અનંતરાશિ.)

**અનંતવિજય**, પુ. (સં.) યુધિષ્ઠિર રાજાના શંખનું નામ.

**અનંતવ્રત**, ન. (સં.) ભાદરવા સુદ ચૌદશને દિવસે કરવામાં આવતું એક વ્રત.

**અનંતશક્તિ**, વિ (સં.) જેની શક્તિ અનંત હોય એવું (પરમેશ્વર)

**અનંતશ્રેણિ,–શ્રેઢી**,સ્ત્રી. (સં.) જેમાં એક પછી એક ચઢતી ઉતરતી સંખ્યાઓની ઘણી હારો આવતી હોય એવી હિસાબ ગણવાની એક રીત; અનંતરાશિ. [ (૨) પાર્વતી

**અનંતા**, સ્ત્રી. (સં.) ગળો.

**અનંબ**, વિ. (સં. अन्+अंबा ઉ) માતા વગરનું; નમાયું.

**અનંભ**, વિ (સં. अन्+अंभ=જળ) પાણી વગરનું, (મરૂદેશ.)

**અનંશ**, વિ. (સં.) ભાગ વેનારું. (૨) વારસાનુ અનધિકારી.

**અનાક**, વિ. (સં.) નાક વગરનું; નિર્લજ્જ. (૨) સ્વર્ગથી ઉતરતો લોક

**અનાગત**, વિ. (સં.) નહિ આવેલું. (૨) ભવિષ્યમાં આવનારૂં.

**અનાગતવિધાતા**, પુ. (સં.) ભવિષ્યના સંકટને માટે આગળથી વિચાર કરનાર; પાણી પહેલી પાળ બાંધનાર.

**અનાચાર**, પુ. ( સં. अन्+ आचार ) સારો આચાર નહિ તે; દુરાચરણ. (૨) ભ્રષ્ટવેડા; આભડછેટ.

**અનાચારી**, વિ. અનાચારવાળું; વ્યભિચારી.

**અનાજ**, ન. દાણા;કણ; ધાન્ય; અન્ન.

**અનાડ**, પુ નુકસાન; ઉપદ્રવ.

**અનાડી**, વિ. જંગલી; મૂર્ખ; ગમાર; જડ [નહિ સમજવું તે.

**અનાડીપણું**, ન. સમજણવાથી પણ

**અનાડીવેડા**, પુ. અનાડીપણું.

**અનાત્મજ્ઞ**, વિ. (સં. अन् + आत्मज्ञ ) પોતાને નહિ જાણનાર.

**અનાત્મજ્ઞ**, વિ. (સં. अन+ आत्मा ) આત્માનો અભાવ તે; અજ્ઞાની માણસ–જીવ.

**અનાથ**, વિ. (સં.) નાથ વગરનું; ગરીબ; નિરાધાર.(૨) દરિદ્રતા; દૈન્ય.

**અનાથપણું**, ન. દૈન્ય; ગરીબાઈ.

**અનાથાલય**, ન. (સં. अनाथ +आलय=રહેઠાણ) અનાથ–નિરાધાર માણસોને રહેવાનું સ્થાન; અનાથાશ્રમ.

**અનાથાશ્રમ**, પુ. (સં. अनाथ +आश्रम ) અનાથોને રહેવાનું સ્થાન; અનાથાશ્રમ.

**અનાથ્યું**,વિ.નહિ નાથેલું;નિરંકુશ.

**અનાદર**, પુ. (સં. अन्+आदर) આદર ન કરવો તે; તિરસ્કાર. (૨) અભાવ; અપ્રીતિ.

**અનાદિ**, વિ. (સં. अन्+आदि.) જેનું આદિ કારણ નથી એવું; સ્વયંભૂ.

**અનાદિસિદ્ધ**, વિ. (સં.) ઘણા કાળથી જે સિદ્ધ હોય એવું; પરમેશ્વર

**અનાદ્યન્ત**, વિ. (સં. अन् + आदि+अन्त) જેનો આરંભ અને અંત નથી એવું; બ્રહ્મ.

**અનાદ્યન્તત્વ**, ન. (સં.) આરંભ કે અંત ન હોવાપણું.

**અનાધાર**, વિ. (સં. अन्+आधार=ટેકો) આધાર રહિત; ટેકા વગરનું. (૨) ગરીબ; દીન.

**અનાધ્યાય**, ન.(સં.) જે દિવસે વેદાધ્યયન બંધ રહેતું હોય તે દિવસ.

**અનામ**, વિ. (સં.)નામ રહિત. (૨) બહુજ સારૂં; અતિ ઉત્તમ.

**અનામ**, પુ. (સં.) જેને નામ (લિંગ કે ચિહ્ન) નથી તે; પરમેશ્વર.

**અનામત**, વિ. (અ.) જેમનું તેમ રાખી મૂકવું તે. (૨) સલામત. (૩) ના. થાપણ. [સોંપવું.

**અનામત-મૂકવું**, સંભાળી રાખવાને

**અનામત-રાખવું**, એમનું એમ રહેવા દેવું; થાપણ તરીકે રાખવું.

**અનામતી**, વિ. અનામત આપેલું અથવા લીધેલું તે. (૨) ગીરો.

**અનામય**, વિ. (સં. अन् + आमय) તંદુરસ્ત; આરોગ્ય.

**અનામિક**, વિ. (સં.) નામ દેવાને યોગ્ય નહિ તે; નનામું. (૨) ના. અતિ શુદ્ર.

**અનામિકા**, સ્ત્રી. (સં.) અંગુઠાથી ગણતાં જે ચોથી આંગળી તે.

**અનામિષ**, વિ. (સં. अन् + आमिष) માંસ રહિત; દુર્બળ. (૨) લાભ રહિત.

**અનામી**, પુ. (સં.) જેને નામ નથી એવું; પરબ્રહ્મ.

**અનાયક**, વિ. (સં. अ+नायक=નેતા) જેને નિયમમાં રાખનારો કોઈ નથી તે.

**અનાયાસ**, પુ. (સં. अन्+आयास) જેમાં મહેનત ન હોય તે. (૨) આરામ. (૩) વિ. વગર મહેનતનું; સહેલું; સુગમ. [સહજ; સહેલથી.

**અનાયાસે**, અ વગર મહેનતે;

**અનાર**, ન. (फा.) દાડમ, (૨) આતસબાજીમાં દારૂની કોઠી; હવાઈ

**અનારકળી**, સ્ત્રી. દાડમની કળી.

**અનારત**, વિ (સં) નિરંતર; સતત.

**અનારોગ્ય**, ન. (સં. अन् + आरोग्य=તંદુરસ્તી) મંદવાડ; નદુરસ્તી.

**અનાર્ય**, પુ. ( સં. अन् + आर्य) આર્ય નહિ તે; યવન, મ્લેચ્છ.

**અનાર્યતા**, સ્ત્રી. (સં. अन्+आर्यता=આર્યપણું ) આર્યપણું નહિ તે; દુષ્ટતા; જંગલીપણું. (૨) મનુષ્યને ન ઘટે એવી રીતભાત.

**અનાર્યા**, સ્ત્રી. (સં. अन + आर्या= આર્ય સ્ત્રી ) આર્ય સ્ત્રી નહિ તે; યવની; દુષ્ટ સ્ત્રી.

**અનાલસ્ય**, વિ. (સં. अन् + आलस्य=આળસ)આળસરહિત;ચાલાક

**અનાલાપ**, પુ. ( સં. अन् + आलाप=સ્વરુ ) મૌન; સૂર બરોબર ન હોય તે.

**અનાવૃત**, વિ. (સં. अन+ आ+वृ=ઢાંકવું ) નહિ ઢાંકેલું; ઉઘાડું. (૨) અરક્ષિત; નિરાધાર.

**અનાવૃષ્ટિ**, સ્ત્રી. (સં. अन् + आ=વધારે+वृष्=વરસવું) વરસાદ નહિ તે; સુકવણું; દુકાળ.

**અનાશ્રમી**, વિ. ( સં. अन्+ आश्रम+इन्=વાળું ) આશ્રમ વગરનું; ચાર આશ્રમોમાંના એકકે આશ્રમનું નહિ એવું.

**અનાશ્રયી**, વિ. ( સં. अन्+ आश्रय=આશરો ) આશરા વગરનું.

**અનાશ્રિત**, વિ. (સં.) જેને આશ્રય ન મળ્યો હોય એવું.

**અનાસર**, ન. ( અ. ઉન્સીર= તત્ત્વનું બહુવચન. ) આરબોના શાસ્ત્રનાં ચાર મુખ્ય તત્ત્વ. (આતશ, પાણી, પવન અને પૃથ્વી )

**અનાસ્થા**, સ્ત્રી. ( સં. अन्+ आस्था=વિશ્વાસ-શ્રદ્ધા ) આસ્થા નહિ તે.

**અનાહત**, વિ. (સં. अन्+आ +हन्=હણવું ) નહિ મારેલું; નહિ બોલાવેલું. (૨) વગર તાડને થતો અવાજ. અનાહત ધ્વનિ=શ્વાસોચ્છ્વાસથી કંઠમાં જે અવાજ થાય છે તે.

**અનાહાર**, પુ. ( સં. अन् + आहार=ખોરાક )ઉપવાસ.

**અનાહૂત**, (સં. अन्+आहूत= બોલાવેલું) નહિ બોલાવેલું. (૨) જાડું.

**અનિંધા**, સ્ત્રી. (फा.) નિંધા નહિ તે અનરૂપા. (૨) વિ ધ્યાન વગરનું.

**અનિચ્છ**, વિ.(સં अन+इच्छा =ઇચ્છા ) જેને ઇચ્છા નથી તે; બેપરવા.

**અનિચ્છપ્રારબ્ધ**, ન. ( સં. ) ઇચ્છા ન હોય તેમ છતાં પ્રારબ્ધ હોય તે; દૈવેચ્છાથી અમુક વસ્તુ મળી આવવી તે.

**અનિચ્છા**, સ્ત્રી. (સં. अन् + इच्छा ) ઇચ્છા નહિ તે.

**અનિત્ય** વિ. (સં. अन्+इष्= ઇચ્છવું ઉ.) ઇચ્છેલું નહિ એવું.

**અનિત્ય**, વિ. (સં. अ+नित्य =હમેશા ) નિત્ય નહિ એવું; ક્ષણિક; મિથ્યા; નાશવંત; અશાશ્વત.

**અનિત્યતા**, સ્ત્રી. ( સં. अ+ नित्यता ) અનિત્યપણું; ક્ષણિકતા.

**અનિદ્ર**, વિ. (સં.) ઉંઘ વગરનું; આળસ રહિત.

**અનિન્દિત**, વિ. (સં.) નહિ નિંદાએલું; વખાણાએલું સારું.

અનિન્દ્ય, વિ. (સં.) નિંદવા યોગ્ય નહિ એવું; નિર્દોષ.

અનિપુણ, વિ. (સં.) નિપુણ નહિ તેવું; અકુશળ; અજ્ઞાન.

અનિમિષ-મેષ, વિ. (સં.) સ્પંદ રહિત; ઉઘાડી ને ઉઘાડી રહેનારી જે આંખની સ્થિતિ તે.(૨)જેમની આંખો પલકારા મારતી નથી તે અર્થાત્ દેવો. (૩) મત્સ્ય. (માછલાંની આંખોને પાંપણ હોતી નથી.)

અનિયત, (સં. अ+नि+यम्=રોકવું. ઉ.) ઠરેલું નહિ એવું; ચંચળ; અસ્થિર. (૨) નિયમ વગરનું.(૩) અનિત્ય.

અનિયમ, પુ. (સં.) નિયમ નહિ તે; અવ્યવસ્થા.

અનિયમિત, વિ. (સં.) નિયમ પ્રમાણે નહિ એવું; અવ્યવસ્થિત.

અનિયમિતપણું, ન. નિયમિતપણું નહિ તે; અવ્યવસ્થિતપણું; ગડબડ; ગેરરીત. [ નિયમે વહેતો પવન.

અનિયમિતપવન, પુ.(સં.)વગર

અનિરુદ્ધ, પુ. શ્રીકૃષ્ણનો પૌત્ર, ઓખાનો પતિ અને બાણાસુરનો જમાઇ.

અનિર્ણીત, વિ. (સં.) જેનો નિર્ણય કરાએલો નથી એવું. (૨)અપૂર્ણ.

અનિર્ભીત, વિ. (સં.) ચંચળ; ચાલાક.

અનિર્વચનીય, વિ. (સં. अ+निः+वच्=બોલવું ઉ.)બોલી કે વર્ણવી નહિ એવું.

અનિર્વર્ણ્ય, વિ. (સં.) અનિર્વચનીય; નહિ વર્ણવી શકાય તેવું

અનિર્વાહ, પુ. (સં. अ+निर्+वह्=વહેવું) નિર્વાહનો અભાવ તે; દૈન્ય; ગરીબાઇ. (૨) વિ. જેનો નિર્વાહ થઇ શકે નહિ એવું.

અનિલ, પુ. (સં.) પવન; વાયુ.

અનિલલહર, સ્ત્રી. પવનની લહેર; પવનનું નાનું મોજું.

અનિવાર, વિ. (સં. अ+निर्+वृ=ઢાંકવું) દૂર કરી કિંવા ટાળી શકાય નહિ એવું. (૨) અતિશય. (૩) અતિ અગત્યનું.

અનિવાર્ય, વિ. (સં.) ન ટાળી શકાય એવું; ન દૂર કરી શકાય તેવું; બહુજ જરૂરનું.

અનિવૃત્ત, વિ. (સં) નિવૃત્ત નહિ તે; છુટું થએલું નહિ એવું; ચાલુ રહેલું.

અનિશ્ચિત, વિ. (સં. अ+निः+चि=વીણવું) નહિ નક્કી કરેલું,મોઘમ; એમનું એમ હોય એવું. [નક્કીપણું તે.

અનિશ્ચિતતા, સ્ત્રી. (સં. નહિ

અનિશ્ચિતપણું, ન. (સં.) અનિશ્ચિતતા; ઢચુપચુપણું. (૨) આનાકાની. (૩) શંકા.

અનિષ્ટ, વિ. (સં. अन्+इष्ट=ઇચ્છિત) ઇચ્છિત નહિ તે; અપ્રિય. (૨) દુર્ભાગ્ય; અકલ્યાણ; નુકસાન. (૩) અપરાધ. (૪) દુઃખ.

**અનીક**, ન. (સં.) સૈન્ય. (૨) મોઢાનો આગલો ભાગ. (૩) યુદ્ધ.

**અનીઠ**, વિ. (અ=નહિ+નીઠ=નીઠવું) ઘટે નહિ એવું; અપાર.

**અનીત**, વિ. અનિત્ય; ક્ષણિક. (૨) અનીતિ. (૩) નહિ લાવેલું તે.

**અનીતિ**, સ્ત્રી. (સં.) નીતિ નહિ તે; દુરાચાર. (૨) અન્યાયી વર્તન. (૩) વ્યભિચાર.

**અનીતિભર્યું**, વિ. અનીતિથી ભરેલું હોય એવું; વ્યભિચારી, અપ્રમાણિક

**અનીતિમાન**, વિ. (સં.) નીતિવાળું નહિ તે; વ્યભિચારી; ખોટે માર્ગે જનારું.

**અનીશ્વર**, પુ. (સં અન્+ઈશ્વર=પરમેશ્વર) પરમેશ્વર નહિ તે. (૨) વિ. ઈશ્વર જેવું કંઇ છેજ નહિ એવું માનનાર.

**અનીશ્વરવાદ**, પુ. (સં.) જગતમાં ઈશ્વર છે જ નહિ એવું કહેવું; નાસ્તિક મત

**અનીશ્વરવાદી**, વિ. (સં.) 'ઈશ્વર નથી' એવો વાદ ચલાવનાર; નાસ્તિક.

**અનીસું**, ન. એક જાતનાં અજમાને [ મળતાં બી.

**અનુ**, અ. (સં. ઉપ.) પછી, પછવાડે, સાથે, સરખું, ઉતરતું,ભાગમાં, દરેક, પાસે, તથા નિયમસર એવા અર્થો બતાવવા શબ્દની આગળ જોડાતો શબ્દ.

**અનુકરણ**, ન. (સં. अनु+कृ=કરવું. ઉપરથી કરણ) એકના જેવું બીજાએ કરવું તે; નકલ.

**અનુકરણજોગ**, (યોગ્ય), વિ. અનુકરણ-નકલકરવાનેલાયક હોય એવું.

**અનુકરણપાત્ર**, વિ. (સં.)અનુકરણ કરવાને યોગ્ય;દાખલો લેવા જેવું.

**અનુકરણીય**, વિ. (સં.) અનુકરણ કરવાને યોગ્ય; દાખલો લેવા જેવું.

**અનુકંપ**, પુ. (સં.) ધ્રૂજારો.

**અનુકંપા**, સ્ત્રી.(સં.अनु+कम्प=ધ્રૂજવું) દયા; અનુગ્રહ.

**અનુકંપ્ય**, વિ. (સં.) દયા કરવા યોગ્ય.

**અનુકાર**, પુ. (સં.)નકલ કરવી તે. (૨) ઉકાર રહિત.

**અનુકાંક્ષા**, સ્ત્રી. ( સં. अनु+कांक्ष=ઇચ્છવું ) ઇચ્છા; આશા.

**અનુકૂલ**, વિ.(સં.)પસંદ પડતું; રૂચતું; મળતું આવતું; બંધબેસતું આવતું.

**અનુકૂલતા**, સ્ત્રી. (સં.)અનુકૂળપણું; સગવડ.

**અનુકૂલપતિ-નાયક**, પુ (સં.) બધી રીતે યોગ્ય હોય એવો સ્વામી.

**અનુક્ત**, વિ. (સં. अनु+उक्त=કહેલું) કહેલું નહિ એવું. (૨) અઘટિત. (૩) વિલક્ષણ.

**અનુક્રમ**, પુ. (સં. अनु=પાછળ +क्रम्=જવું) એક પછી એક અ..

નારો સંબંધ; પરંપરા. (૨) ગોઠવણ. (૩) એ નામનો અલંકાર. (૪) વ્યવસ્થા. (૫) આચાર. (૬) કાયદો.

**અનુક્રમણિકા**, સ્રી. (સં) સાંકળીક; સૂચિપત્ર. [પળેપળ.

**અનુક્ષણ**, અ. (સં.) ક્ષણેક્ષણ;

**અનુખળ–ળો**, પુ (સં.) (उल्खल्=ખાંડણીઓ)ખાંડણીઓ. (લાકડામાંથી કોતરી કાઢેલો.)

**અનુખું**, વિ. અસલ પોતાનું હોય તેનાથી જુદું; નોખું:–અનુખો વેશ.

**અનુગ**, પુ. (સં.)ચાકર;નોકર; સેવક; પાછળ પાછળ હીંડનારો.

**અનુગમન**, ન.(સં.अनु+गमन=જવું.) પાછળ જવું તે; સ્વામીની પાછળ બળી મરવું તે (જુદી ચિતામાં બળી મરે–તે 'અનુગમન' અને એક જ ચિતામાં પતિની સાથે બળી મરે તે 'સહગમન' કહેવાય છે.)

**અનુગામી**, વિ. (સં.) પાછળ પાછળ ચાલનાર. (૨) અમુક માણસની પ્રમાણે કાર્ય કરનાર. (૩) અમુક માણસની ઇચ્છા પ્રમાણે વર્તનાર. (૪) અનુસારનાર.

**અનુગ્ર**, વિ. (સં. अन्+उग्र==આકરું) આકરું નહિ તે; શાંત; સૌમ્ય.

**અનુગ્રહ**, (સં. अनु+ग्रह्=પકડવું) દયા કરવી; સ્વીકાર; કૃપા. (૨) વરદાન આપવું; અમલ કરવું. (૩) સહાય (૪)સાથે હોવું–રહેવું. (૫)માફ કરવું.

**અનુગ્રહી**, વિ. (સં.) મહેરબાન; જેનો અનુગ્રહ થયો હોય તે.

**અનુગ્રાહક**, વિ. (સં.) અનુગ્રહ કરનાર.

**અનુગ્રાહ્ય**, વિ. (સં.) દયા કરવા જોગ; હાથ પકડવા યોગ્ય.

**અનુચર**, પુ. (સં. अनु+चर्=ચાલવું) પાછળ ચાલનાર, નોકર. (૨) સાથે ફરનારો; સહચર–મિત્ર.[(૩) સખી

**અનુચરી**, સ્રી. (સં.) દાસી.

**અનુચારક**, પુ. (સં.) સેવક; હજુરીઓ.

**અનુચિત**, (સં. अन्+उचित=યોગ્ય.) યોગ્ય નહિ તે; અઘટિત.

**અનુચિન્તન**, ન. ( સં. अनु+चिन्त्=વિચારવું ) વારંવાર ચિન્તન કર્યા કરવું તે; મનન. [તે; નીચું.

**અનુચ્ચ**, વિ. (સં.) ઉચ્ચ નહિ

**અનુછ**, ન. સીતાફળ.

**અનુછડી**, સ્રી. (દે.)સીતાફળી.

**અનુજ**, પુ. (સં. अनु=પાછળ +जन्=જન્મવું) પાછળથી જન્મેલો તે; નાનો ભાઇ.

**અનુજા**, સ્રી. (સં.) પાછળથી જન્મેલી તે; નાની બેન.

**અનુજીવી**, વિ. (સં. अनुजीविन् ) ચાકર. (૨) આશ્રિત. (૩) અર્થી. (૪) અનુચર.

**અનુજ્ઞા**, સ્રી. (સં.) પરવાનગી

અનુમતિ. (૨) આજ્ઞા. (૩) એક જાતનો અર્થાલંકાર.

અનુજ્ઞાત, વિ. (સં.) રજા પામેલું.

અનુતાપ, પુ. (સં. अनु+तप्=તપવું ઉપરથી.) પશ્ચાત્તાપ; જીવ બળ્યા કરવો તે; શોક.

અનુત્તમ, વિ. (સં.) સહુથી સરસ. (૨) નહિ ઉત્તમ; અધમ.

અનુત્તર, વિ. (સં. अन्+उत्तर=જવાબ) નિરુત્તર (૨) જવાબ આપી શકાય નહિ એવું. (૩) જેના જેવું બીજું હોય નહિ એવું-સુંદર.

અનુત્પત્તિ, સ્ત્રી. (સં. अन्+उत्पत्ति) ઉત્પત્તિ ન હોવી તે.

અનુત્સાહ, પુ. (સં. अन्+उत्साह=ઉમંગ.-જોશ) ઉત્સાહ નહિ તે; નાહિંમતી.

અનુત્સાહી, વિ (સં.) ઉત્સાહ વગરનું; હોંસીલું નહિ એવું.

અનુદક, વિ. (સં. अन्+उदक=પાણી) પાણી વગરનું.(૨) જેને કોઈ શ્રાદ્ધાંજલિ આપનાર ન હોય એવું.

અનુદર, વિ. (સં. अन्=અલ્પ+उदर=પેટ) નાજુક-નાના પેટવાળું. (સ્ત્રીઓ અનુદરી કહેવાય છે.)

અનુદાત્ત, વિ. (સં.) નીચે સ્વરે બોલાતું હોય એવું. (૧ ઉદાત્ત, ૨ અનુદાત્ત અને ૩ સ્વરિત.)

અનુદાર, વિ. (સં. अन्+उदार=સખી) ઉદાર ન હોય તેવું; કંજુસ. (૨) નિષ્કપટ મનનું નહિ એવું.

અનુદારતા, સ્ત્રી. (સં.) ઉદારપણું નહિ તે; કંજુસપણું; કૃપણતા.

અનુદિત, વિ. (સં. अन्+उदित=ઉગેલું) નહિ ઉગેલું.

અનુદિન, અ. (સં.) પ્રતિદિન; રોજ; રોજ ને રોજ.

અનુદ્ભૂત, વિ. (સં. अन्+उद्भूत=ફૂટેલું.) નહિ ફૂટી નીકળેલું; નહિ ઉગેલું.

અનુદ્યમી, વિ. (સં. अन्+उद्यमी) ઉદ્યમ વગરનું; નવરું.

અનુદ્યોગી, વિ (સં. अन्+उद्योगी) ઉદ્યોગ વગરનું, આળસુ.

અનુદ્વેગ, પુ. (સં. अन्+उद्वेग) ઉદ્વેગનો અભાવ; નચિંતતા.

અનુધાવન, ન. (સં. अनु+धाव्=દોડવું) પાછળ દોડવું તે.

અનુધ્વનિ, પુ. (સં.) રણકો; ગણગણાટ. (ધ્વનિ થયા પછી તેનો ઝીણો ઝીણો જે રણકાર થયા કરે છે તે.)

અનુનય, (સં. अनु+नी=લઈ જવું.) સમજાવું તે; વિનય; કાલાવાલા.

અનુનાસિક, વિ. (સં.) નાકમાંથી જેનો ઉચ્ચાર થતો હોય તે: ઙ, ઞ, ણ, ન, મ.

અનુપ, વિ. (સં.) અનુપમ.

અનુપકાર, પુ. (सं. अन्+उपकार ) ઉપકારનો અભાવ.

અનુપકારી, વિ. (सं.+अन्+उप+कृ=કરવું ઉપરથી) ઉપકાર કરી જાણે નહિ તે. (૨) ઉપકાર ભૂલી જનાર; નગુણું; અપકારી.

અનુપકૃત, વિ. (सं.) નહિ ઉપકાર કરાએલું.

અનુપપત્તિ, સ્ત્રી. ( सं. अन्+उपपत्ति=દલીલ; સંગતિ ) અસંગતિ દલીલ નહિ હોવાપણું; ખોટાઈ.

અનુપપન્ન, વિ. ( सं. अन्+उपपन्न=બેસતું) નહિ બેસતું; યુક્તિ પુરઃસર નહિ એવું.

અનુપમ, વિ. (सं. अन्+उपमा ) જેની ઉપમાને માટે બીજું કંઇ ન હોય એવું; અપ્રતિમ.

અનુપમેય, વિ. ( सं अन्+उपमेय=ઉપમા આપવા યોગ્ય ) ઉપમા આપવાને યોગ્ય નહિ એવું; અતિ ઉત્તમ; અદ્વિતીય.

અનુપયુક્ત, વિ. सं.अन्+उपयुक्त ) ઉપયુક્ત નહિ તે; નહિ બંધબેસતું; નકામું.

અનુપયોગી, ( सं. अन्+उपयोगी ) નહિ ઉપયોગી; વ્યર્થ.

અનુપલબ્ધિ, સ્ત્રી.વિ.( सं.अन्+उपलब्धि ) ઇંદ્રિયોથી નહિ સમજવું તે; સમજમાં નહિ આવી જવું તે.

અનુપસ્થિત, વિ. (सं. अन्+उपस्थित ) ઉપસ્થિત ન હોય તે; તૈયાર ન હોય તે.

અનુપળ, ન. (सं. अनु+पल) એક પળનો સાઠમો ભાગ; વિપળ. (૨) અ વારંવાર; પ્રત્યેક પળે.

અનુપાન, ન. ( सं. अनु+पा =પીવું ) ઔષધને અંગે જે કંઇ પીવાનું (લેવાનું) હોય તે.

અનુપાય, વિ. ( सं. ) જેનો ઉપાય ન હોય એવું.

અનુપૂર્તિ, સ્ત્રી. (सं.)પુરવણી; ઉમેરો (૨)ટેકારો. (૩) વધારી આપવું તે.

અનુપૂર્વ, વિ. (सं.) એક એકની પછી આવવું; અનુક્રમવાળું.

અનુપ્રવેશ, પુ. (सं. अनु+प्र+विश्=દાખલ થવું ) એકએકની પાછળ પ્રવેશ કરવો તે.

અનુપ્રાસ, પુ. ( सं. अनु+प्र+अस्=ફેંકવું ) એકસરખા વર્ણોની આવૃત્તિ; શબ્દાલંકાર. ( અનુપ્રાસ પાંચ પ્રકારના છે છેકાનુપ્રાસ, વૃત્યનુપ્રાસ, શ્રુત્યનુપ્રાસ, અંત્યાનુપ્રાસ, અને લાટાનુપ્રાસ.)

અનુબંધ, પુ. (सं.अनु+बन्ध) એક બીજાની સાથે બંધાએલું હોય તે; સંબંધ. (૨) વિષય, પ્રયોજન, અધિકારી અને સંબંધ એ ચારનો સમૂહ. (વેદાંતમાં )

અનુભવ, પુ. (सं. अनु+भू= થવું. ૭.) કાંઈ કરવાથી, જોવાથી, અભ્યા-

થથી, અવલોકનથી અથવા પરિચય પડવાથી જે પોતાને સ્વતઃ જ્ઞાન થયું હોય તે; વીતક. (૨) અભ્યાસ. (૩) ઉપયોગ (૪) પ્રયોગ.

**અનુભવવું**, સ. ક્રિ. અનુભવ લેવો; કામ કરી જોવું; ભોગવવું; સહન કરવું.

**અનુભવસિદ્ધ**, વિ. પોતાને જેની ખાતરી થએલી હોય એવું.

**અનુભવી**, વિ. જેને અનુભવ થએલો હોય એવું; ઘડાએલું; ડાહ્યું; ભોમીઉં.

**અનુભાવ**, પુ. (સં.) પ્રભાવ; મોટપણ. (૨) સત્તા, વિદ્યા કે પદવીથી પ્રાપ્ત થએલો અધિકાર. (૩) મુખ, નેત્ર, રોમાંચ વગેરેથી જણાતો રસનો આવિર્ભાવ.

**અનુભૂત**, વિ. (સં.) જેનો અનુભવ થયો હોય તે; વીતેલું.

**અનુમત**, ન. (સં.) એકના મત સાથે બીજાનું મળતું આવેલું મત. (૨) વિચાર; ઠરાવ.

**અનુમતિ**, સ્રી. (સં.) સંમતિ.

**અનુમરણ**, ન. (સં.) એક જણની પાછળ બીજાએ મરવું તે; અનુગમન.

**અનુમાન**, ન. (સં. अनु+मा =માપવું ) અમુક વાત કે વસ્તુ ઉપરથી અમુક આમ હશે એમ તારવી કાઢવું તે; અટકળ; આશરો. (૨) એક અર્થાલંકાર.

**અનુમિત**, વિ.(સં.) અનુમાનથી જાણેલું.

**અનુમેય**, વિ. (સં.) અનુમાન કરવાને યોગ્ય.

**અનુમોદન**, ન. (સં.) સંમતિ આપવી તે; પ્રસન્ન થઈને મત આપવો તે; મંજુરી આપવી તે; ઉત્તેજન.

**અનુયાયી**, વિ. ( સં. अनु= પાછળ+या=જવું. ઉ. ) પાછળ પાછળ જનાર; અનુસરનાર.

**અનુરક્ત**, વિ. (સં.) જેને અનુરાગ થયો હોય તે; આસક્ત.[કરવું તે.

**અનુરંજન**, ન. (સં. ) રંજન

**અનુરાગ**, પુ (સં.) મોહ થવો; પ્રીતિ; નેહ.

**અનુરાગી**, વિ. (સં.) જેને અનુરાગ થયો હોય તે; પ્રેમવાળું.

**અનુરાધા**, સ્રી. (સં ) સત્તાવિશ નક્ષત્રોમાંનું એક નક્ષત્ર.

**અનુરૂપ**, વિ (સં.) સરખેસરખું. (૨) યથાયોગ્ય.

**અનુરૂપતા**, સ્રી. એકાકારતા.

**અનુરોધ**, પુ. (સં. अनु+रुध् =રોકવું ) અટકાવ; હરકત.

**અનુરોધન**, ન. (સં.)અટકાયત.

**અનુલક્ષીને**, અ. વિચાર કરીને; અમુક વસ્તુને ઉદ્દેશીને.

**અનુલેપ**, પુ. (સં.) લેપ ઉપર લેપ કરવો તે.

**અનુલોમ**, વિ. (સં.) અનુકૂળ. (૨) ઉત્તરો ...

કોમના પુરુષનાં તેનાથી ઉતરતી કોમની સ્ત્રી સાથે લગ્ન થાય તે.)

અનુલોમજ, વિ. ઉતરતી વર્ણની સ્ત્રીમાં ઉંચી વર્ણના પુરુષથી ઉત્પન્ન થએલું.

અનુવર્તન, (સં.) પાછળ જવું છે; અનુસરણ. [તાબેદાર; અનુયાયી.

અનુવર્તી, વિ. (સં.) આશ્રિત;

અનુવાદ, પુ. (સં. अनु+वद्) કહેલાને ફરીથી કહેવું તે; ભાષાંતર.

અનુવાદક, વિ ના. (સં.) બોલેલું બોલી બતાવનાર; ભાષાંતર કરનાર. (૨) એક જણના બોલ્યા પછી બોલનાર.

અનુવૃત્તિ, સ્ત્રી. (સં. अनु + वृत् ઉ.) વારંવાર આવવું તે; (વ્યા. અમુક સૂત્રને ફરી ફરીને લગાડવું તે.) અધિકાર. (૨) વડિલોના ધંધામાં ને ધંધામાં આજીવિકા કર્યા કરવી તે.

અનુવેશ, પુ. (સં.) મોટાને પડતો મૂકી નાનાનો વિવાહ કરવો તે.

અનુશય, પુ. (સં. अनु+शी ઉ.) અતિ દ્વેષ; બાંધું વેર (૨)પસ્તાવો.

અનુશાસન, ન. (સં.अनु+शास् ઉ.) અમલ કરવો તે. (૨) આજ્ઞા.(૩) ઉપદેશ.

અનુશીલન, ન. (સં. अनु+ शीलन=અભ્યાસ) ફરીફરીને સેવા કરવી; એકની એક વસ્તુનો અભ્યાસ કર્યા કરવો.

અનુશોચન, ન.(સં.अनु+शुच् =શોક કરવો) વારંવાર શોક કર્યા કરવો તે. (૨) પશ્ચાતાપ.

અનુષંગ, પુ. (સં.) કરુણા. (૨) લાગણી. [ લગતું

અનુષંગી, વિ. (સં.) સંબંધી;

અનુષ્ટુપ, પુ.(સં.) આઠ આઠ અક્ષરનાં ચાર ચરણવાળો એક છંદ.

અનુષ્ઠાન, ન. (સં. अनु+स्था =ઊભા રહેવું. ઉપરથી ) અમુક મુદતની પૂજા જપ કે પ્રાર્થના કર્યા કરવી તે; મહાવરો; અભ્યાસ.

અનુષ્ણ, (સં. अन्+उष्ण) નહિ ઉનું; ટાઢું. (૨) ના. કમળ.

અનુસરણ, ન. (સં. अनु+सृ= સરવું ) અનુસરવું તે; પાછળ જવું તે.

અનુસરવું, સ. ક્રિ. પાછળ જવું અમુકની માફક કરવું.

અનુસંધાન, ન. ( સં. अनु+ सम्+धा=ધારણકરવું)સાંધણ;સંબંધ (૨) ધ્યાન; લક્ષ.

અનુસાર, પુ (સં.) અનુસરણ.

અનુસારી, વિ. (સં.) અનુસરનાર; પાછળ જનાર.

અનુસ્વાર, પુ. (સં.) નાક દ્વારા થતો ઉચ્ચાર, જે અક્ષરની ઉપર મીંડું મૂકીને બતાવવામાં આવે છે તે.

અનુલ્લંઘિત(?), વિ. (સં.) અટકે નહિ એવું; અનહદ; અખંડ.

અનૂઠું, વિ. નવુંજ; અપૂર્વ.

**અનૂઢ**, વિ. ( સં. अन्+ऊढ= [ઢું ) અવિવાહિત; કુંવારું

**અનૂઢા**, સ્રી. (સં.) કુમારિકા; [વ]વાહિતા.

**અનૂપ**, વિ. (સં.) ભેજવાળું; [જ્યાં] પાણી ઘણું હોય એવું.

**અનૂરી**, સ્રી. સીતાફળી.

**અનૂરૂં**, ન. સીતાફળ. (૨) અરુણ.

**અનૃણી**, વિ. (સં.) જેને ઋણ ચુ-[કવવા]નું ન રહેલું તે.

**અનૃત**, ન. ( સં. अन्+ऋत= [સ]ત્ય.) ખોટું; ગેરવાજબી. ( ૨ ) [જૂઠ]ા. [ બોલનાર

**અનૃતવાદી**, વિ. (સં.) અસત્ય

**અનૃશંસ**, પુ. (સં) નૃશંસ [નહિ] તે.

**અને**, અ. ને; તથા; વળી.

**અનેક**, વિ. ( સં. अन्+एक ) [એક] નહિ તે; વધારે.

**અનેકગુણયુક્ત**, વિ. (સં.) [ઘણા] ગુણવાળું.

**અનેકગુણસંપન્ન**, વિ. (સં.) ઘણા ગુણો પ્રાપ્ત કરેલા છે એવું.

**અનેકચર**, વિ. (સં.) ઘણાં-[ની] સાથે રહીને ચાલનાર

**અનેકતા**, સ્રી. (સં.) અનેક-[પણું]; બહુપણું. (૨) એકતા નહિ તે; [જુદાઈ]. [ અનેક પ્રકારે

**અનેકધા**, અ. (સં.) બહુધા;

**અનેકવચન**, ન. (સં.) બહુ-વચન.

**અનેકવર્ણસમીકરણ**, (સં. अनेकवर्ण=ઘણા અક્ષર+समीकरण=સમાનતા ) બીજ ગણિતમાં હિસાબ ગણવાનો એક પ્રકાર.

**અનેકવિધ**, અ. (સં.) બહુ બહુ રીતે; ઘણે પ્રકારે

**અનેકાર્થ**, વિ. ( સં. अनेक+अर्थ ) જેના ઘણા અર્થ થતા હોય એવું; અનેક પ્રયોજનવાળું.

**અનેનાસ**, જુઓ અનનાસ.

**અનેરૂં**, વિ. અન્ય; બીજું. (૨) અલૌકિક; વિચિત્ર.

**અનૈક્ય**, ન. ( સં. अन्+ऐक्य ) એકતા નહિ તે; જુદાઈ. (૨) અણબનાવ.

**અનૈયું**, વિ. (अन्याय ઉપ-રથી) ન્યાયસર નહિ વર્તનારૂં.

**અનૈશ્વર્ય**, ન. (સં.) અધર્મ-નો અભાવ. (૨) ગરીબાઈ.

**અનોખું**, વિ. અજાયબ જેવું (૨) જુદું નહિ તે.

**અનોઠી**, સ્રી. ગાનારને મોટો તાલ આપતાં વખતે ઉપર જે અંગુઠો પછા-ડવો તે; થાપટ.

**અનોપમ**, વિ. જુઓ અનુપમ.

**અનૌરસ**, વિ. (સં. अन्+उ-रस ઉ. औरस=છાતીનું) પોતાનો પુત્ર નહિ તે. (૧) અપુત્ર.

અનોરસ, પુ. (સં.) દ્રાક્ષ.

અન્ન, ન. (સં. अद्=ખાવું ઉ.) અનાજ; ખોરાક. (અન્ન=રાંધેલું અનાજ.) અન્ન તેનું પુણ્ય ને રાંધનારીને ધુમાડો=વસ્તુ જેની હોય તેને તેનો લાભ; બીજાને તો ખાલી શ્રમ. અન્ન આહારે અને ઘી વ્યવહારે=ઘરતું હોય તેમ કાર્ય કરવું. અન્ન પારકું છે, કંઇ પેટ પારકું છે?=મફતનું હોય તોપણ અન્ન પ્રમાણે ખવાય. અન્ન તેવો ઓડકાર=જેવું કાર્ય તેવું ફળ.

અન્નકુટ, (કોટ), જુઓ અણકૂટ.

અન્નછત્ર, ન (સં. अन्न+सत्र ઉ.) ખાવાનું આપવાનું સ્થાન; ધર્મશાળા.

અન્નજળ, ન. (સં. अन्न+जल) દાણોપાણી. (૨) નશીબ.

અન્નદાતા, પુ. (સં. अन्न+दातृ=આપનાર) અન્ન આપનાર; શેઠ; ગુજરાનનું સાધન મેળવી આપનાર.

અન્નદાન, ન. (સં. अन्न+दा=આપવું ઉ.) અન્નનું દાન કરવું તે.

અન્નદેવ, પુ. (સં.) અન્નનો દેવ; અન્ન પોતેજ. (અન્ન એક અતિ ઉપયોગી વસ્તુ છે તેથી તેને માનાર્થે 'અન્નદેવ' કહેવામાં આવે છે.)

અન્નદેવતા, સ્ત્રી. (સં.) અન્નની અધિદેવતા; અન્નપૂર્ણા.

અન્નપાણી, ન. અન્નજળ. (૨) નશીબ.(૩) લેઇએ તેટલું ખાવાપીવાનું ન તે.અન્નપાણીના વધારા=અતિ દૈન્ય.

અન્નપૂર્ણા, સ્ત્રી. (સં. अन्न+पूर्णा=ભરનારી) અન્ન પુરૂં પાડનારી દેવી.

અન્નપ્રાશન, ન. (સં. अन्नप्राशन) બોટણ; નાના છોકરાને પહેલવહેલું અન્ન ખવરાવવાનો સંસ્કાર (સોળ સંસ્કારમાંનો એક સંસ્કાર.)

અન્નમય, વ. (સં.) જડીભૂ અનેલું-ભરપુર (શરીર).

અન્નમયકોશ, પુ. (સં. अन्नमय=માત્ર અન્નજ હોય તેવું+कोश=ભંડાર.) માત્ર અન્નથીજ બનેલો કોશ; શરીર. (પંચીકરણના મત પ્રમાણે આનંદમય, વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય અને અન્નમય કોશોથી શરીર બનેલું છે.)

અન્નરસ, પુ. (સં. अन्न+रस) અન્નનો ચાહી જેવો જે પ્રવાહી બને છે તે; અન્નનું સત્વ.

અન્નવસ્ત્ર, પુ. (સં.) ખાવાનું તથા પહેરવાનું; ભરણપોષણ.

અન્નવિકાર, પુ. (સં. अन्न+विकार=બગાડ) અપચો; અપચાથી ઉત્પન્ન થએલો રોગ.

અન્નાચ્છાદન, ન. (સં.) અન્ન અને વસ્ત્રનું જે સાધન તે.

અન્નાશય, પુ. (સં. अन्न+आशय=આધાર) પેટ; જઠર.

અન્નોદક, ન. (સં. अन्न+उदक ઉપરથી.) અન્નજળ; ખાવું

પીવું. (૨) સચિત; પ્રાપ્ય. અન્નોદક ઊઠવાં=ભૂખથી મરી જવું; મરણનું ચિહ્ન જણાવું. (૨) અમુક સ્થળમાં રહેવાનો કાળ પુરો થવો.

અન્ય વિ. (સં.) બીજું, જુદું.

અન્યગામી, વિ. (સં.) બીજે માર્ગે જનાર; વ્યભિચારી.

અન્યત્ર, અ. અહીં તહીં; બીજે ઠાણે (૨) સિવાય; નહિતર.

અન્યથા, અ. (સં.) બીજી રીતે. (૨) આડું; ઊલટું.

અન્યભૃત, સ્ત્રી. (સં. अन्य=भृत=પાળેલું ) કોયલ. (કોયલનાં ઈંડાં કાગડી સેવે છે તેથી તેને અન્યભૃતા કહે છે.)

અન્યા, પુ. અન્યાય. (૨) સ્ત્રી. પરસ્ત્રી. (કાવ્યશાસ્ત્રમાં સ્ત્રીઓના ત્રણ ભેદ : સ્વકીયા, અન્યા અને સામાન્યા )

અન્યાય, પુ. (સં. अन्न्याय=નઈન્સાફ) ન્યાય નહિ તે; ગેરઈનસાફ; અનીતિ.

અન્યાયી વિ. (સં.) અન્યાય કરનાર; અપ્રમાણિક; અધાર્મિક.

અન્યારી, સ્ત્રી.બાળવાના લાકડાની ફાડી.

અન્યોઅન્યે, અ. એક અથવા બીજી રીતે, ગમે તે પ્રકારે

અન્યોક્તિ, સ્ત્રી. (સં. अन्य+उक्ति=કહેતી ) અન્યને ઉદ્દેશીને કહેવું તે. (૨) હોય તથા જુદું બોલવું તે.

અન્યોન્ય, વિ. (સં. अन्य+अन्य ) પરસ્પર; એકમેક. (૨) એક બીજાને પુરતી કરી આપે એવા અર્થનો એક અલંકાર.

અન્યોન્યાધ્યાસ, પુ. (સં.) એક બીજાના ગુણનો એક બીજામાં આરોપ કરવો તે.

અન્વય, પુ. ( સં. अनु+इ જવું. ઉ. ) એક પછી એકનો સંબંધ. ( કર્તા, કર્મ, વિશેષણ અને ક્રિયાપદનો સંબંધ. ) (૨) પ્રતિજ્ઞા અને અનુમાનનો સંબંધ. (૩) વંશ; કુળ; સંતતિ. (૪) ધોરણ; આશય; હેતુ. (૫) ભાવાર્થ.

અન્વયી, વિ. (સં.) સંબંધ બતાવનાર. (૨) વંશવાળું.

અન્વારોહણ, ન. (સં.) પતિની પાછળ સતી થઈ બળી મરવું તે.

અન્વાસન, ન.(સં. अनु+आस्=બેસવું ઉપરથી आसन) ઉપાસના. (૨) પસ્તાવો. (૩) વિદ્યાર્થીઓનું સ્થાન.

અન્વીક્ષણ, ન. (સં. अनु+ईक्षण=તપાસવું ) અવલોકન કરવું તે.

અન્વેષ, પુ. (સં. अनु+इष् ) શોધ. (૨) સાધણ.

અન્વેષણ, ન (સં.) શોધન; પડપૂછ (૨) જિજ્ઞાસા. (૩)અનુસંધાન.

અપ, અ. (સં.) નીચે, દૂર, જુદું અને અનાદર વગેરે અર્થ દેખાડનારો ઉપસર્ગ. (૨) વિ. હલકું.

અપઈ, વિ. નહીંતું; સમજાયતેવું.

અપકર્મ, વિ.(સં.)નઠારૂં કામ.

અપકર્ષ, પુ. (સં. अप+कर्ष्=ખેંચવું ) પાછા પડવું તે; ઘટ.

અપકાય, ન (સં. अप+काया=શરીર ) પાણીમાંના જીવ.

અપકાર, ન.(સં.अप+कृ=કરવું ઉ) ગુણ ઉપર અવગુણ કરવો તે; નુકસાન;દ્રોહ. [ કરનાર.

અપકારક, વિ. (સં.) અપકાર

અપકીર્તિ, સ્ત્રી. ( સં. अप+कीर्त्ति ) અપયશ; બેઆબરૂ.

અપકૃત્ય, ન. ( સં. ) ખોટું કામ; નુકસાન.

અપકૃષ્ટ, વિ. ( સં. ) પાછું ચોડેલું; હલકી અઘેલું. (૨) પાપ. [કાચું.

અપક્વ, વિ. (સં.) નહિ પાકેલું;

અપક્વતા, સ્ત્રી. (સં.) કચાશ.

અપક્ષ, વિ. ( સં. ) પાંખ વગરનું; જેને કોઇનો પક્ષ ન હોય તેવું; સહાય વગરનું. [ નહિ તે; સમભાવ.

અપક્ષપાત, પુ. (સં.) પક્ષપાત

અપગા, સ્ત્રી.(સં.)નદી;સરિતા.

અપઘાત, પુ. (સં.) કમોત; અકસ્માતથી જે અકાળ મરણ થાય તે.

અપચાર, પુ. (સં. अप+चर्=ચાલવું. ઉ.) અયોગ્ય રીતે ચાલવું તે; ખાવા પીવામાં પથ્ય ન પાળવું તે.

અપચિહ્ન, ન. (સં.) નઠારી ચિહ્ન. (૨) મરણનાં ચિહ્ન; ઘેલછાનાં ચિહ્ન.

અપચો, પુ. (સં. ... પચવું ) અજીરણ. (૨) પેટમાં ... હોવો તે.

અપચ્છાય,પુ.(સં.अप+छाया, જેની છાયા ન હોય એવું: દેવ. (૨) વિ. નઠારી છાયાવાળું; ભૂત પ્રેત વગેરે.

અપછરા, જુઓ અપ્સરા. [હાર.

અપજય, પુ. (સં.) પરાજય;

અપજશ, પુ. ( સં. अप+यश ) અપયશ. [ નારું.

અપજશીઉં, વિ. અપજશ આપ-

અપઝાડ, વિ. ખરાબ, તુકશાન વાળું; ઉંધું.

અપટ, વિ. (સં. अ+पटु=ચતુર) સમજ વગરનું;અણાણી.[પડી.

અપટ, અ. રોજ; નિત્ય. (૨) ના

અપટા, સ્ત્રી. ઓપટી.

અપટુ, વિ. (સં.) હોશિઆર નહિ તે; ચંચળ નહિ તે. (૨) રહેંકે નહિ તે.

અપટુતા, સ્ત્રી. (સં.) પટુતા ચતુરાઇ-ચંચળાઇ નહિ તે; કઠિનતા; બાયડપણું.

અપઠ, વિ. (સં.)અભણ;મૂર્ખ

અપત, વિ. બહુજ નાનું; સમજે નહિ એવું.

અપતિવ્રતા, સ્ત્રી. (સં.) પતિવ્રતા નહિ તે; પતિની સેવા નહિ કરનારી સ્ત્રી. (૨) વ્યભિચારિણી.

અપતીજ, સ્ત્રી. (सं. अ+प्रतीति) અવિશ્વાસ; અધીરાઈ.

અપત્ય, ન. (सं. अ=नहि +पत्=પડવું. ઉ.) છોકરું; સંતાન.

અપથ, પુ. (सं. अ+पथ=માર્ગ.) કુમાર્ગ; નઠારો રસ્તો.

અપથગામી, વિ. (સં.) કુમાર્ગે જનાર; અનીતિને રસ્તે જનાર.

અપથ્ય, વિ. (સં.) પથ્ય નહિ તે; રુચર્ચ નહિ તે, રોગ ઉત્પન્ન કરે અથવા વધારે એવું.

અપદાર્થ, પુ. (सं. अ=नहि +पद=શબ્દ+અર્થ=અર્થ) જેનો કાંઇ અર્થ ન હોય એવું; વસ્તુતાએ કંઈ ન હોવું તે. (ન્યાયના ૧ દ્રવ્ય, ૨ ગુણ, ૩ કર્મ, ૪ સામાન્ય, ૫ વિશેષ, ૬ સમવાય અને ૭ અભાવ, એ સાત પદાર્થમાં નહિ એવું)

અપદેશ, પુ. (सं. अप=નીચે +दिश्=જોવું ઉપરથી દેશ) બહાનું; છળ; વેશ બદલીને ગુપ્ત રહેવું તે. (૨) યુક્તિ. (૩) ખરાબ દેશ.

અપદ્વાર, ન. (સં.) પાછલું બારણું; ગુપ્ત દ્વાર. (૨) મળનો ઉત્સર્ગ કરવાનું દ્વાર; ગાંડ.

અપધ્વંસ, પુ. (સં.) ઉતરી પડવું તે; નાશ.　　[ વિકૃત થયેલું.

અપભ્રષ્ટ, વિ. (સં.) પડેલું;

અપભ્રંશ, (सं. अप+भ्रंश ઉ.) પડી ગયેલી-અશુદ્ધ થઇ ગયેલી ભાષા.

અપમાન, ન. (सं.अप=નીચે+ मन्=વિચારવું. ઉપરથી માન) માન નહિ તે; અનાદર

અપમાર્ગ, પુ. (सं. अप+ मृज् ઉ.) સારું કરવું તે; માંજવું તે. (૨) सं. अप+मार्ग. ઉ.) અધમ માર્ગ; અવળો રસ્તો.

અપમૃત્યુ, ન. (सं. अप=નઠારું +मृत्यु=મરણ) અકાળ મરણ; કમોત.

અપયશ, પુ. (સં.) અપજશ; નામોશી　　[ (૨) પાછલું.

અપર, વિ. (સં.) ભિન્ન; બીજું.

અપરઉદર, ન. (सं. अपर= બીજું+उदर=પેટ) ઓરમાન માતાના પેટનું; ઓરમાયું.　　[ કોઇ ઠેકાણે.

અપરત્ર, અ. (સં.) બીજે

અપરપાઠ, પુ. (सं. अपर+ पाठ=અભ્યાસ) અધ્યયન ઉપરાંતનું વાચન.

અપર મા, સ્ત્રી. (सं. अपर =બીજું+माता=મા) ઓરમાન મા; સાવકી મા.

અપરરાત્ર, સ્ત્રી. (સં.) પાછલી રાત; મોડું પરોઢિયું.

અપરસ્વસ્તિક, પું. (સં.) દિગંતમાંની ક્ષિતિજનું પશ્ચિમ તરફનું બિંદુ.

અપરંચ, વિ. (સં. अपरञ्च =બીજું-વિશેષ) બીજું એ કે; વિશેષ એ છે કે (કાગળ પતરમાં).

અપરંપાર, વિ પાર વિનાનું; અફાટ.

અપરાજિત, વિ. (સં. अ+परा+जि=જીતવું) નહિ હારેલું; અજિત. (૨) વિષ્ણુ. (૩) શિવ. (૪) એક ઋષિનું નામ.

અપરાજિતા, સ્ત્રી. (સં.) એક દેવી.

અપરાધ, પુ. (સં. अप+राध् ઉ.) આજ્ઞાનો ભંગ કરવો તે. (૨) દોષ; વાંક. (૩) પાપ.

અપરાધણ, સ્ત્રી. અપરાધ કરનારી; પાપિણી.

અપરાધી, વિ. (સં.) ગુનેગાર; [ દોષી; પાપી

અપરાધીનતા, સ્ત્રી. (સં. अ+पराधीनता) પરાધીનતા નહિ એવી સ્થિતિ; સ્વાધીનતા. (૨) (સં. अपर+अधीनता) બીજાને વશ રહેવાપણું; પરાધીનતા.

અપરાહ્ન, પુ. (સં. अपर=પાછલો + अह्न= દિવસ) પાછલો પહોર; સાંજનો વખત.

અપરિગ્રહ, પુ. (સં.) પરિગ્રહ ન હોય તે; સન્યાસી. (૨) કોઇની પાસેથી દાનમાં કંઇ નહિ લેવું તે.

અપરિચિત, વિ. (સં.) નહિ પરિચિત તે; અજાણ્યું.

અપરિચ્છિન્ન, વિ. (સં.) જેના ભાગ પડેલા ન હોય એવું.

અપરિમિત, વિ. (સં.) નહિ પરિમિત; અમાપ.

અપરીક્ષિત, વિ. (સં. अ+परि+ईक्ष्=જોવું) નહિ પારખેલું.

અપરોક્ષ, વિ. (સં.) આંખથી દૂર નહિ તેવું; પ્રત્યક્ષ.

અપર્જવું, અ. ક્રિ. તજવું.

અપર્યાપ્ત, વિ. (સં. अ=નહિ +परि+आप्=પૂરું કરવું) અસીમ; અત્યંત.

અપલક્ષણ, ન. (સં. अप + लक्षण) સારું લક્ષણ નહિ તે; દુર્ગુણ.

અપલક્ષણું, વિ. અપલક્ષણવાળું; દુર્ગુણી. (૨) બેભવાળું.

અપલ્યા, સ્ત્રી. (સં. अ+पल =માંસ ઉ) દુબળી-અશક્ત-નિર્માંસ સ્ત્રી. (૨) ગંદી-કુમાર.

અપવર્ગ, પુ. (સં. अप+वृज्=જવું. ઉ) અંત આવી જાય તે; મુક્તિ; મોક્ષ.

અપવાદ, પુ. (સં. =બોલવું- ઉ.) આક્ષેપનું ખંડન કરી નાખવું તે; રદીઓ; જવાબ. (૨) આ ચડાવવું તે; નિંદા

અપવાદી, વિ. ખોટી રીતે ચલાવનાર (૨) અસત્યવાદી.

અપવાસ, પુ. જુઓ ઉપવાસ.

અપવાસણું, જુઓ ઉપવાસણ.

અપવાસી. જુઓ ઉપવાસી.

અપવિત્ર, વિ. (સં. अ+पवित्र-पू=પવિત્ર રહેવું) પવિત્રતા રહિત; મલિન; દૂષિત.

અપવિત્રતા, સ્ત્રી. (સં) અશુદ્ધિ; અસ્વચ્છતા.

પવિત્રપણું, જુઓ અપવિત્રતા.

અપવિદ્ધ, વિ. (સં.) તજેલું (૨) રદ કરેલું. (૩) વિંધેલું

અપવિદ્ધ, પુ (સં.) કોઈએ તજી દીધેલો અને કોઈએ ઉછેરેલો છોકરો; ધર્મશાસ્ત્રોમાં જે બાર જાતના પુત્રો કહેલા છે તેમાંનો એક.

અપવ્યય પુ. (સં. अप+व्यय=ખરચ) અયોગ્ય ખરચ.

અપશબ્દ, પુ. (સં. अप+शब्द=શબ્દ) અપભ્રંશ. ૨) ગાળ; અઘટિત શબ્દ.

અપશુકન, પુ. (ફા. શગુન=એક પખી. આ પખીનું સામે આવવું શુભ મનાય છે તે ઉપરથી શુકન શબ્દ બનેલો છે) અશુભ ચિહ્ન. અપશુકન કરવાં=કંઈ કામ કરવા જનારને અશુભ ચિહ્ન દેખાડવાં. અપશુકન થવા=ખોટાં ચિહ્ન જણાવા. ખોડી ત્રિવાડી અપશુકનમાંથી ન લુક=મુંડું બુંદાનો ભાવ લજવે.

અપશુકનિઆળ, વિ. અશુભ ચિહ્નવાળું; અમંગળ.

અપસવ્ય, વિ. (સં.) જમણું. (૨) ઉલટું. અપસવ્ય કરવું=ડાબે ખભે જનોઈ હોય તે જમણે ખભે ફેરવવી. સવ્ય-અપસવ્ય કરી નાંખવું=ઉલટું સુલટું કરી નાખવું.

અપસ્માર, પુ. (સં.) વાયુનો એક રોગ; તાણનો રોગ.

અપહરણ, ન. (સં. अप+हृ-हर्=લઈ જવું) નસાડી જવું તે; ચોરી જવું તે.

અપહાર, પુ. અપહરણ; છીનવી લેવું તે; ઉઠાવી જવું તે; ખરચ કરી નાખવું તે

અપહ્નુતિ, સ્ત્રી. (સં. अप+ह्नु=છુપાવવું) જાણીતું હોય તે છુપાવી રાખવું તે; ચોરવણી. (૨) આ નામનો એક અર્થાલંકાર; જેમાં એક વાત છુપાવીને બીજીનો ધ્વનિ કરાય તે.

અપંગ, વિ. એક અથવા વધારે અંગોની ખોડ હોય તેવું (પગની ખોડવાળું તે લુલું, કાનની ખોડવાળું તે બહેરું, વગેરે)

અપંચીકૃત, વિ. (સં) પંચમહાભૂતમાં વહેંચી નાખેલું નહિ એવું; સ્થૂલ (શરીરાદિ)

અપંડિત, વિ. (સં.) પંડિત નહિ તે; નહિ ભણેલું; અભણ.

અપંડિતતા, સ્ત્રી.(सं.) પંડિતપણું નહિ તે.

અપંથ, પુ. (सं.) કુમાર્ગ. (૨) અનીતિ.

અપાકરણ, ન. (सं. अप+कृ=કરવું. ઉ.) દૂર કરવું તે; દેવું અદા કરી દેવું તે.

અપાટવ, (सं.) અકુશળતા; કામ કરવાની ચતુરાઇ નહિ તે; જડતા.

અપાતકી, (सं. अ=નહિ+पातकी=પાપી) પાપી નહિ તે; નિર્દોષ.

અપાત્ર, વિ. (सं.) પાત્ર નહિ તે; કુપાત્ર; ગુણહીન.

અપાદાન, (सं. अप+आ+दा=આપવું )પાંચમી વિભક્તિનું કારક. (વ્યાકરણ).

અપાન, (सं. अप+अन्=શ્વાસ લેવો) શરીરના નીચલા ભાગમાં રહેલો વાયુ; પાદ. (પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન.)

અપાપ, વિ. (सं.) પાપ રહિત.

અપામાર્ગ, પુ.(सं.) અઘેડો.

અપાય, પુ. (सं. अप+इ=જવું. ઉ.) જતું રહેવું તે; અલોપ. (૨) છુટું પડવું તે. (૩) દુઃખ. (૪) હાનિ; નાશ. (૫) અનિષ્ટનું કારણ.

અપાયી, વિ. (सं.) અપાય કરનાર.

...પાર, વિ. (सं. अ+पृ=જવું. ઉ.) જેનો પાર ન હોય તેવું;ઘણું.

અપારદર્શક, વિ. (અ+પારદર્શક.) જેમાંથી આરપાર દેખાય નહિ એવું; મલિન.

અપાવવું, સ. ક્રિ. પ્રે. આપે એમ કરવું.

અપાશરો, (સરો), પુ. (सं. उपाश्रय ઉપરથી) જૈનોનું એક ધાર્મિક સ્થાન. અપાશરે દીવો=અશક્ય અને અસંભવિત વાત. (દીવામાં પડી જીવજંતુ મરે તેથી અપાશરામાં કદી પણ દીવો કરવામાં આવતો નથી તેપરથી)

અપાંગ, ન. (सं.) આંખનો ખૂણો. (૨) તિલક.

અપાંગદર્શન, ન. (सं.)કટાક્ષ; આંખના એક ખૂણા તરફથી જોવું તે.

અપાંગનેત્ર, ન. (सं.) અણીઆળી આંખો. [વળી.

અપિ, અ. (सं.) પણ; અને;

અપિચ, અ. (सं.) વળી; પણ; એમકે.

અપીલ, સ્ત્રી. (અં.) નીચલી અદાલતના ચુકાદા ઉપર ફરીને વિચાર કરવાની ઉપલી અદાલતને અરજ કરવી તે; અરજ. (૨) ખરેખરી બાબત રજુ કરી યોગ્ય લાગે તેમ કરવાની લોકને વિનંતિ કરવી તે.

અપીલકોર્ટ, સ્ત્રી. (અં.) અપીલ સાંભળનારી અદાલત.

અપુચ્છ, વિ. (सं. अ=નહિ +पुच्छ=પુછડું) પુછડું ન હોય તેવું; બાંડું.

અપુત્ર, વિ. (सं. अ=નહિ +पुत्र=છોકરો) પુત્રવગરનું; વાંઝ ઉં.

અપુષ્પ, વિ (सं.) જેને ફૂલ થતાં નથી એવી (વનસ્પતિ).

અપૂજ, વિ.(सं.) પૂજા વિનાનું; પૂજા વિના રહી ગયેલું.

અપૂજ્ય, વિ. (सं.) પૂજવાને યોગ્ય નહિ તે.

અપૂપ, ન. (सं.) પૂરી; રોટલી; માલપુઓ.

અપૂર્ણ, વિ. (सं.) પૂર્ણ નહિ તે; અધુરૂં.

અપૂર્ણકાળ, પુ. (सं.) પૂર્ણકાળ નહિ તે. (વ્યા.)

અપૂર્ણતા, સ્ત્રી.(सं.) અધુરાપણું.

અપૂર્ણબીજ, ન. (सं.) અક્ષરગણિતમાં અપૂર્ણ રકમ બતાવનારા અક્ષરો.

અપૂર્ણાંક, પુ. (सं.) અપૂર્ણ આંકથી હિસાબ ગણવાની ગણિતની એક રીત. (૨) પૂર્ણ આંકડો નહિ તે; ½, ¾, ¼, ⅞ વગેરે.

અપૂર્વ, વિ. (सं. अ+पूर्व) પૂર્વે નહિ બનેલું એવું; નવું.(૨)અદ્‌ભુત.

અપૂર્વતા, સ્ત્રી. નવીનતા;નવાઈ. (૨) વિચિત્રતા.

અપૂશા, સ્ત્રી થકની નાખવું તે; પાણી ઉનાળવવું તે.

અપૂસાન, ન. (सं.) ભોજનને આરંભે અને અંતે જે આચમન કરવું તે.

અપેક્ષા, સ્ત્રી. (सं. अप+ईक्ष्=જેવું ઉ.) આશા રાખવી તે; આશા; ગરજ.

અપેક્ષિત, વિ. (सं.) ઇચ્છા રાખતું હોય એવું. જરૂરવાળું.

અપેક્ષ્ય, વિ. (सं.)ઇચ્છવા યોગ્ય.

અપેખ. વિ. ન દેખાય એવું; અજાણ્યું.

અપ્પટ. (અપટ), અ. નિત્ય. (૨) કમઅક્કલ; બેવકૂફ.

અપ્પાસ, પુ. ઉપવાસ.

અપ્રકટ, વિ. (अ=નહિ+प्र+कट=આણુ) ખુલ્લું નહિ તે; છાનું.

અપ્રકૃત, વિ. (सं.) ચાલુ બાબત સાથે જેને સંબંધ ન હોય એવું; અપ્રાસંગિક.

અપ્રગલ્ભ, વિ. (सं.) નમ્ર; શરમાળ. (૨) અપાવરધું. [વાંઢીઉ.

અપ્રજ, વિ.(सं.) પ્રજા વગરનું;

અપ્રણીત, વિ. (सं.) જેને સંસ્કારો ન કરવામાં આવ્યા હોય એવું.

અપ્રતિકૂલ, વિ. (सं.) પ્રતિકૂલ નહિ તે; અનુકૂલ; ગમતું.

અપ્રતિભટ, પુ. (सं.) જેના

જેવો બીજો ભટ્ટ ન હોય એવો ભટ્ટ; અજીત યોદ્ધો.

**અપ્રતિમ**, વિ. (સં. अ=નહિ +प्रति+मा = માપવું ઉ.) નિરુપમ; અપૂર્વ; સર્વોત્તમ.

**અપ્રતિષેધ**, પુ. (સં.) જેનો અટકાવ કરેલો ન હોય તે.

**અપ્રતિષ્ઠા**, સ્ત્રી. (સં.अ+प्रति +स्था = ઉભા રહેવું) અપમાન; બેઆબરૂ

**અપ્રતિહત**, વિ. (સં.) નહિ અટકાવેલું તે; ન અટકાવી અથવા ન હણી શકાય એવું.

**અપ્રતીજ** } **અપ્રતીત** } જુ. અપ્રતીતિ.

**અપ્રતીતિ**, સ્ત્રી. (સં. अ+प्र-तीति=ભરોસો) ખાતરી નહિ તે; અવિશ્વાસ.

**અપ્રત્યક્ષ**, વિ. (સં.) પ્રત્યક્ષ નહિ તે; ગેરહાજર.

**અપ્રત્યય**, વિ.(સં.) અવિશ્વાસ; સંશય.

**અપ્રધાન**, વિ. (સં. अ +प्र+ धा=મૂકવું. प्रधान=મુખ્ય ) ગૌણ; જરૂરનું નહિ એવું

**અપ્રમાણ**, વિ. (સં. अ+प्र+ मा=માપવું ઉ.) પ્રમાણ રહિત; અમાપ (૨) પુરાવા વગરનું; અસત્ય. (૩) આધારરહિત; મુદ્દા વગરનું; અમાન્ય; ...

**અપ્રમાણિક**, (અપ્રામાણિક), વિ. (સં.) પ્રમાણિક નહિ તે; જેની ઉપર વિશ્વાસ રખાય નહિ એવું; જેની સાખ ન હોય એવું

**અપ્રમાણિકતા**, સ્ત્રી. લુચ્ચાઈ; કહેવું-દેખાડવું કંઈ ને કરવું કંઈ તે.

**અપ્રમાણિકપણું**, ન. અપ્રમાણિકતા.

**અપ્રમાદ**, પુ. (સં.) પ્રમાદ નહિ તે. (૨) વિ. આળસરહિત; ભૂલચૂક કરે નહિ એવું; તેજ.

**અપ્રમિત**, વિ. (સં. अ+प्र-मित=માપેલું) અમાપ; બેહદ. (૨) સાબીત નહિ થએલું

**અપ્રમેય**, વિ. (સં.) માપ નહિ એવું; અનાપ; અપાર.

**અપ્રયોજક**, વિ. (સં.) પ્રયોજક નહિ તે; નિષ્ફળ (૨) કોઇ યોજનામાં કામ નહિ આવે એવું.

**અપ્રવાસી**, વિ. (સં.) પ્રવાસી નહિ તે.

**અપ્રવાહી**, વિ. (સં.) પ્રવાહી નહિ તે; ઘટ્ટ; કઠણ.

**અપ્રવૃત્ત**, વિ. (સં.) પ્રવૃત્ત થએલું નહિ તે; સુસ્ત; નિવૃત્ત.

**અપ્રશસ્ત**, વિ. (સં, अ+प्र+ शंस्=વખાણવું ) નહિ વખણાએલું; નિંદ્ય (૨) વિસ્તારરહિત; વ્યવહારમાં આવેલું નહિ એવું.

**અપ્રસન્ન**, વિ. (સં.) નાખુશ; દીલગીર. (૨) પ્રતિકૂળ; વિપરીત.

**અપ્રસન્નતા**, સ્ત્રી. (સં.) નાખુશી; અવકૃપા; નાપસંદગી.

**અપ્રસાદ**, પુ. (સં. અ=નહિ+પ્ર+સદ્=બેસવું) પ્રસાદ નહિ તે; નાખુશી.

**અપ્રસિદ્ધ**, વિ. (સં.) પ્રસિદ્ધ નહિ તે; અજાણ્યું.

**અપ્રસ્તુત**, વિ. (સં. અ=નહિ+પ્રસ્તુત ઉ.) પ્રસ્તુત નહિ તે; ચાલુ પ્રસંગનું નહિ એવું.

**અપ્રસ્તુતપ્રશંસા**, સ્ત્રી. (સં) કાવ્યશાસ્ત્રનો એક અર્થાલંકાર.

**અપ્રાકૃત**, વિ. (સં.) પ્રાકૃત નહિ તે, વિલક્ષણ; સામાન્ય નહિ એવું.

**અપ્રાપ્ય**, વિ. (સં. અ=નહિ+પ્ર+આપ્=મેળવવું) નહિ મળેલું.

**અપ્રાપ્તકાળ**, પુ. (સં.) કવખત. (૨) વિ. મોસમ પહેલાનું; વહેલું

**અપ્રાપ્તિ**, સ્ત્રી. (સં.) ન આવી મળવું તે; નુકસાન; કંઇ પ્રાપ્ત ન થવું તે.

**અપ્રામાણિક**, વિ. જુઓ અપ્રમાણિક.

**અપ્રાપ્તયૌવન**, વિ. (સં.) નથી પ્રાપ્ત થએલું યૌવન જેને તે; સગીર.

**અપ્રાપ્તવ્યવહાર**, વિ. (સં.) જેને વ્યવહાર સોંપવાનો સમય પ્રાપ્ત થયો ન હોય એવું; સગીર.

**અપ્રાસંગિક**, વિ. (સં.) વગર પ્રસંગનું; અપ્રાસંગિક. (૨) બીન જરૂરનું. (૩) ન લાગુ પડતું હોય એવું.

**અપ્રિય**, વિ. (સં. અ=નહિ+પ્રી=પ્રસન્ન કરવું) પ્રિય નહિ તે; અણગમતું. [પ્રિય લાગવું તે;અભાવ.

**અપ્રિયતા**, સ્ત્રી. (સં.) નહિ

**અપ્રીતિ**, સ્ત્રી. (સં.) પ્રીતિ નહિ તે; કંટાળો.

**અપ્રેમી**, વિ. (સં.) પ્રેમ વગરનું; નિર્દય.

**અપ્સરા**, સ્ત્રી. (સં. અપ્=જળ તેમાંથી સૃ=સર્=સરવું-નીકળવું ઉપરથી.-અપ્સરા સમુદ્ર મંથન કર્યું ત્યારે સમુદ્રમાંથી નીકળી હતી) અતિ રૂપાળી સ્ત્રીઓનો એક વર્ગ.

**અફગાન**, પુ. (ફા.) અફગાનિસ્તાનનો વતની; કાબુલી.

**અફગાની**,વિ.અફગાનિસ્તાનનું.

**અફર**, વિ. નહિ ફરે એવું; મુકરર.

**અફરાતફરી**, સ્ત્રી. (ઇફરાત+તફરાત=ખેંચી લેવું) અહીંનું તહીં ને તહીંનું અહીં એમ જે કંઈ થયું હોય તે; ફેરબદલી. (૨) ઉચાપત.

**અફલાતુન**, વિ. (ફા.) ગ્રીસના મહાન્ તત્વવેત્તા પ્લેટોના નામ ઉપરથી થએલું વિશેષણ; સર્વોત્તમ.

**અફલિત**, વિ. (સં.) નહિ ફળેલું; નિષ્ફળ.

અફવા, સ્ત્રી. (આ.) ઉડતી ખબર; લોકમાં એકાએક ચાલેલી વાત; ગપ.

અફસોસ, પુ. (આ. અફસોસ્ ઉ.) શોક (૨) પસ્તાવો. (૩) અ. અરે.

અફસોસી, સ્ત્રી. (ફા.) દીલગીરી; પશ્ચાતાપ.

અફળ, વિ. (સં. अ=નહિ + फल=ફળ) નિરર્થક જતું તે; નિષ્ફળ.

અફળા, સ્ત્રી. (સં.) જેને ફળ થતાં ન હોય એવી વનસ્પતિ; કુંવર.

· અફળાટ, પુ. (સં. आ=ખૂબ અને स्फाल=અથડાવું) અફળાવું તે; અફળાવાથી જે અવાજ થાય તે.

અફળાટવું, સ. ક્રિ. એક વસ્તુ બીજી વસ્તુ સાથે અફળાય તેમ કરવું; પછાડવું; ઠોકવું.

અફળાવવું, સ. ક્રિ. પછાડવું; અથડાવવું.

અફળાવું, અ. ક્રિ. અવાજ થાય તેવી રીતે જોરથી અથડાવું; પછડાવું; ભટકાવું. (૨) લડી પડવું.

અફાળકુટ, સ્ત્રી. અફળાવું તે.

અફાળવું, સ. ક્રિ. અવાજ થાય તેવી રીતે પછાડવું અથવા ફેંકી દેવું.

અફાળાવવું, સ.ક્રિ.પ્રે પછાડાવવું.

અફીણ, ન. (આ. આફ્યૂન= અફીણ.) ખસખસનાં લીલાં ડોડવામાંથી નીકળતો ડાઘો અને તેલીઓ રસ. (અફીણ ઝેરી અને કડવું દ્રવ્ય છે.એ અમુક માત્રાથી વિશેષ ખવાય તો મરણ થાય છે.) અફીણ ખાવું=આપઘાત કરવો.

અફીણી, વિ. અફીણના બંધાણવાળું. (૨) (લા) સુસ્ત; આળસુ.

અફીણીઓ, પુ. અફીણનો વ્યસની.

અફીમ, જુઓ અફીણ.

અબખો, પુ. અભાવ.

અબખોરો, પુ. (આ. આબ્ખોર ઉ.) પાણી વાળુ પહોળા મોંનું પાણી પીવાનું પાત્ર; ટાવલી; આપખોરી

અબગરવું, સ. ક્રિ.દાપટી કરવો.

અબગાર, ન. ખાતી વખતે જે ઘી પીરસવામાં આવે તે.

અબઘડી, અ. હમણાંને હમણાંજ; તાબડતોબ.

અબજ, (સં. अब्ज) · સો કરોડ જેટલી સંખ્યા.

અબદાગીરી, સ્ત્રી. (આ. આફ્તાબ્ગીરી. ઉ.) રાજા અને મોટા માણસોને માથે જે સુંદર કિંમતી છત્ર ધરવામાં આવે છે તે.

અબદાલી, પુ.(ખા.)ધર્મીપુરૂષ.

અબદુલ્લા, પુ. (આ.) પરમેશ્વરનો પૂજક.

અબદ્ધ, વિ. (સં. अ=નહિ +बन्ध्=બાંધવું. बद्ध = બાંધેલું.) બાંધેલું નહિ તે; છુટું.

અબધૂત, પુ. (સં. अव=દૂર

=ખંખેરી નાખવું.) વેરાગી; બાવો; સાધુ. (૨) પોતાના સ્વચ્છંદમાં નિમગ્ન રહેનાર; મસ્ત.

**અમનાલ**, સ્ત્રી. ( ફા. અમનાલ છે. ) તરવારની મૂઠ આગળ અને અણી આગળ સોના રૂપાની જે મિનાકારી ખોળી હોય છે તે.

**અમનુસપાન**, ન. ( તૈલંગુ ) ટીમરૂ; ટીમરવો. (એનાં ફળ મીઠાં હોય છે. અમનુસ દવામાં ગ્રાહી, વાતલ, અને પ્રમેહ મટાડનાર છે. એનું લાકડું પણ ઉપયોગમાં આવે છે.)

**અમરખ**, ( સં. अभ्रक ) ચળકતી પારીવાર ને પારદર્શક એક ધાતુ. ( અબરખ પીળું, કાળું, પીળું અને ધોળું એમ ચાર જાતનું મળી આવે છે.)

**અમરૂ**, સ્ત્રી. (ફા. અબ્રુ=ભ્રમર) ભમર.

**અમલક**, (ખ), વિ. ( આ. આબ્લક= વિચિત્રવિચિત્ર ) ચિત્રવિચિત્ર; કાબરચીતરૂં.

**અમલકી**, (ખી), વિ. કાબરચીતરૂં; પચરંગી. 'અબલખી ઘોડો'= પચરંગી ઘોડો.

**અમળ**, વિ. (સં.) બળ રહિત, દુર્બળ; નબળું.

**અમળા**, સ્ત્રી. (સં.) જેનામાં બળ ન હોય તે; નારી.

**અમંભ**, ન. ગડબડ.

**અમાધ**, વિ. ( સં. ) જેમાં કશી હરકત આવે તેમ ન હોય એવું.

**અમાધક**, વિ. (સં) બાધ કરે એવું ન હોય તે.

**અમાધિત**, વિ. (સં.) અડચણ વગરનું; કશા પણ વાંધા વગરનું; હોય વગરનું.

**અમાન્ધવ**, વિ. ( સં. ) જેને કુટુંબીઓ ન હોય તેવું; એકલવાયું.

**અમામ**,પુ.રીતરિવાજ;કરકરિયાવર.

**અમારૂં**, વિ. જેમાં વધારકરિયાદ ન હોય તેવું; અંધાધુંધ.

**અમશી**, જુઓ અબ્બાસાઇ.

**અમી**, અ. (સં. अपि ઉપરથી ) હમણાં; હાલ.

**અમીર**, (લ). ન. (આ. અમીર=સુગંધ ) એક તરેહનો ખુશબોદાર ઝાંખો કાળો અથવા સફેદ બસરો ભૂકો. ( અબીલ ગુલાલ એ બે શબ્દો સાથેજ વપરાય છે )

**અમુધ**, વિ. ( સં. ) મૂર્ખ; મૂઢ; અણસમજુ; કમઅક્કલ.

**અમુલોઢળુલો**, પુ. પાણીમાં તરતાં તરતાં રમવાની છોકરાની એક રમત.

**અમુવો**, પુ. ( આબ્બેરો=આનુબો ) એક જાતની ફારફારીઅંગ. (આનું શાક અને અથાણું થાય છે.)

**અમુજ**, વિ. (સં. बुध्=જાણવું છે ) અણસમજુ; મૂર્ખ; મૂઢ

અબૂઝ, વિ. જેને કદર ન હોય તે.

અબે, અ. અરે; ઓ. ( તિરસ્કારથી કોઇને બોલાવો કરવો તે.)

અબેતબે, વિ. જેમાં 'અબેતબે' બોલાય એવી, (હિંદી ભાષા).

અબોખા, પુ. કન્યાવાળા વરવાળાને ત્યાં ખાજું અને ખાંડ વરને ખવરાવવાને લઈ જાય છે તે. (૨) અમુક વસ્તુ લેવી પણ ન ગમે તે; અબખો; અભાવ.

અબોખેપડવું, સ. ક્રિ અભાવ થવો; અરુચિ થવી; મનથી ઉતરી જવું; અબખે પડવું.

અબોટ, પુ. છાણમાટીથી રસોઈની અને જમવાની જગા લીંપવી તે. (૨) જમવાને સારુ નાહ્યા પછી ન અડકાય એવી જે સ્થિતિ તે. (૩) નાહ્યા વગર જ્યાં જવાય કે અડકાય નહિ એવું સ્થળ. (૪) પાતળું પાતળું લીંપવું તે.

અબોટીઉં, ન. જમતી વખતે પહેરવાનું રેશમનું-ઊનનું-શણનું વસ્ત્ર.

અબોલ, વિ. નહિ બોલવું તે; ચૂપ રહેવું તે. (૨) બેભાન.

અબોલા, પુ. નહિ બોલવું તે; રીસાઈને માન ધરવું તે; રુસણું.

અબોલ્યું, વિ. નહિ બોલેલું; નહિ બોલવા બરોબર કરવું તે; બોલીને ફરી જવું તે. [ગ્રં. કરોડ જેટલી સંખ્યા.

અબ્જ, ન. (સં.) કમળ. (૨)

અબ્દ, ન. (સં.) વાદળું; વરસાદ. (૨) વર્ષ; (૩) નાગરમોથ.

અબ્દસાર, પુ. (સં.) કપૂર

અબ્દુર્ગ, પુ. (સં.) ચારે તરફ પાણી ભરેલું હોય એવો કિલ્લો.

અબ્ધિ, પુ. (સં.) સમુદ્ર.

અબ્ધિજા, સ્ત્રી.(સં.) સમુદ્રમાંથી ઉત્પન્ન થએલી-લક્ષ્મી.

અબ્બા, સ્ત્રી. ( સં. आम्बा = માતા) મા; બા. (૨) ઘરડી ડોશી; ઘરડી ચાકરડી

અબ્બાશાઈ, વિ. જાંબુડીઆ.

અબ્બાસ, પુ. (આ.) સિંહ.

અબ્બાસી, પુ. (આ.) વાદળી, કાળો અથવા રતાશ પડતો વાદળી રંગ.

અભક, જુઓ હભક.

અભક્ત, વિ. (સં.) ભક્તિરહિત; બેવફા. (૨) નહિ વહેચેલું.

અભક્તિ, સ્ત્રી.(સં.) ભક્તિ નહિ તે.

અભક્તિમાન, વિ. ભક્તિમાન નહિ તે. [યોગ્ય નહિ તે.

અભક્ષ, વિ. (સં.) ખાવાને

અભક્ષ્ય, વિ.(સં.) નહિ ખાવા યોગ્ય. (૨) 'ન ખાવું' એવી જેને માટે મના કરેલી હોય તે.

અભડછેટ, જુઓ આભડછેટ.

અભડબોળો, જુઓ આભડબોળો.

અભડવા જવું, અ. ક્રિ. અભડાવા જવું; જ્યાં મરણ થયું હોય ત્યાં જવું.

અભડાએલું, વિ. જેને અ-ડાવું ન હોય તેને અડેલું. (૨) અપવિત્ર.

અભડાવવું, સ. ક્રિ. પ્રે. અ-ભડાય તેમ કરવું; અપવિત્ર કરવું.

અભડાવું, અ.ક્રિ. સ્નાન કરીને શુદ્ધ થવું પડે એવી સ્થિતિમાં જવું; અપવિત્ર થવું. (૨) સ્ત્રીઓને ઋતુ-અ-ટકાવ આવવો.

અભણુ,વિ.નહિભણેલું;અક્ષરશૂન્ય.

અભદ્ર, વિ. (સં.) અશુભ.(૨) ખરાબ.

અભય, પુ.(સં.) ભય નહિ તે. (૨) ભય રાખવાનું કારણ ન રહે એમ કરવું તે; અભયદાન.

અભય, વિ. (સં.) ભય વગરનું.

અભયડિંડિમ,ન.(સં.) સુલેહનો ઢંઢેરો.

અભયદંડ, પુ. (સં.) જેનાથી ભય રહે નહિ એવો દંડ.(પાંચ દંડમાંનો એક દંડ.)

અભયદાન, ન. (સં.) 'ભય નહિ થાય' એવું જે વચન આપવું તે; સલામતી બક્ષવી તે.

અભયપત્ર, પુ(સં.) સલામતી-ને માટે દસ્તાવેજ કરી આપવો તે.

અભયપદ, ન. (સં.) ભય ન હોય એવું સ્થાન; મોક્ષ.

અભયંકર, વિ. ભયંકર નહિ તે; સૌમ્ય; રળિયામણું.

અભયા, સ્ત્રી. (સં.) હરડે. (૨) એક દેવીનું નામ.

અભયી, વિ. (સં.) જેને અભય વચન મળેલું હોય તે;હિંમતવાળું.

અભર, વિ. ખાલી.(૨)ગરીબ.

અભરખો પુ.અભિલાષ;ઉમળકો.

અભરાઈ, સ્ત્રી. ભીંતની સાથે સરખામાન મૂકવાને જે પાટીઉ જડવામાં આવે છે તે; છાજલી (૨) એક જાતનો સોનાનો ખરમી સિક્કો

અભરાભરણ, પુ. (અભર= ગરીબ+આભરણ=ભરનાર-પોષક) ગરી-બને પાળનાર; પરમેશ્વર.

અભરામ, વિ. ( સં. अभ्रम ) જેમાં કંઈ ભ્રમ ન હોય એવું;નિર્ભ્રમ. (અભરામ ફુલ ન દાવા=ભ્રમવાળી સ્થિ-તિમાં નહિ પરંતુ સારી અક્કલ હોશિ-યારીમાં તે લખત કરી આપેલું છે એટલે તે દાવો કરવાને યોગ્ય નથી.)

અભરામ ફુલ ન દાવા, જેને માટે ફરીને કોઇ પણ રીતનો દાવો લાગુ કરાય નહિ એવું.

અભરામી, વિ. જેમાં કશો ભ્રમ રહેલો ન હોય એવું.

અભરેભરવું, સ.ક્રિ ન ભરાય તેવું હોય તે પણ ભરવું તે; પુષ્કળ આપવું તે. (૨) અનાથનું રક્ષણ કરવું.

અભર્તૃકા, સ્ત્રી. (સં.) જેને ભર્ત્તા નથી તે; વિધવા.

અભવ, પુ. (સં.) મોક્ષ; સદ્ગતિ. (૨) વિનાશ.

**અભવ્ય**, વિ. (સં.) ભવ્ય નહિ તે; કનિષ્ટ.

**અભંગ**, પુ. ( મ. ) મરાઠી સાહિત્યમાંના એક રાગનું નામ. [ભાંગ્યું.

**અભગ્ન**, વિ (સં.)નહિ ભાગેલું:

**અભાખી**, (પી), વિ. ( સં. ) નહિ બોલનાર; મૌનવ્રતવાળુ.

**અભાગણી**, વિ. (સ્ત્રી.) જેનું ભાગ્ય સારૂં ન હોય એવી સ્ત્રી;કમનશીબ.

**અભાગી**, વિ. ( સં. ) સારા ભાગ્યવાળું નહિ તે.

**અભાગીઉં**, વિ. દુર્ભાગીઉં. (૨) દુઃખી, ગરીબ.

**અભાગ્ય**, ન. (સં.) દુર્ભાગ્ય.

**અભાવ**, પુ. (સં.) નહિ હોવું તે. (૨) ભાવ જતો રહેવો તે;અણગમો. (૩) અરૂચિ.

**અભાવો**, પુ. ખવાય નહિ તેમ છતાં પણ વિવિધ વસ્તુઓ ખાવાની જે ભાવનાઓ થવી તે; અભરખા; દોહદ.

**અભાવું**, ( અભાવવું ) નહિ ભાવવું તે.

**અભાવો**, પુ. જુઓ અભાવા.

**અભાષણ**, ન. ( સં. अ=નહિ +भाष=બોલવું ઉ. ) નહિ ભાષણ કરવું તે; મૌન.

**અભાસ**, જુઓ આભાસ.

**અભિ**,અ.(સં.) પ્રતિ.સામું;તરફ; ચારે બાજુએ; સાથુ; સાથે; જુદું;પાસે; આગળ; નજીક, વગેરે અર્થ બતાવનારો ઉપસર્ગ.

**અભિકાંક્ષા**, સ્ત્રી. (સં. अभि +कांक्ष=ઇચ્છવું.) ઇચ્છા; અભિલાષા; હોંસ.

**અભિક્રમ**, પુ. ( સં. अभि +क्रम्=જવુ) આરંભ; શરૂઆત કરવી તે. (૨) ચડાઈ. [કરવું તે: સંતાપ;દાઝ.

**અભિક્રોશ**, પુ.(સં.) પશ્ચાત્તાપ;

**અભિગમન**, ન. ( સં. अभि +गम्=જવું ) પાછળ જવું તે;આગળ વધવું તે; પાસે જવું-સામે જવું તે.

**અભિગ્રસ્ત**, વિ. (સં. अभि +ग्रस् = ગળવું-પકડવું ) ઘેરાએલું; સપડાએલું

**અભિગ્રહ**, પુ. (સં.) હુમલો; ચડાઈ. (૨) ગૌરવ; મહત્તા. (૩) ધારણા ધારવી તે.(૪)શત્રુથી પકડાએલું તે; બાન.

**અભિચર**,પુ.(સં.) દાસ; સેવક; નોકર.

**અભિચાર**, પુ. ( સં. अभि+ चर्=ચાલવું) હિંસાકર્મ;મારણપ્રયોગ. (મારણ, મોહન, સ્તંભન, વિદ્વેષણ, ઉચ્ચાટન અને વશીકરણ.)

**અભિજન**, ન. ( સં. अभि+ जन्=જન્મવુ ) પોતાનું માણસ.(૨) વતન. (૩) વંશ; કુળ.

**અભિજાત**, વિ. (સં. अभि+ जन्=જન્મવું ) સારી જાતનું; ઉંચા કુળનું (૨) શ્રેષ્ઠ.

ઇશ્તેહાર, (આ. શહર=જાહેર કર્યું ઉ. ઇશ્તિહાર ) જાહેરનામું.

ઇશારત, (ઇસારત), સ્ત્રી.(આ. ઇશ્અર=આગળ મૂકવું ઉ.) સાન; ઇશારો; સંકેત. (૨) ચિહ્ન; નિશાની; સંજ્ઞા; ગુપ્ત સૂચના. ઇશારત વિદ્યા=કરપલ્લવી.

ઇશારો, પુ. ઇશારે; સાન; ઇશ્ સારો; સંકેત. (૨) ટૂંકાણમાં જણાવવું તે; સૂચના.

ઇશ્યુ, (અં.) ઉદ્ભવ; ફણગો; પરિણામ. (૨) મુદ્દો; તકરાર ચલાવવાનાં કારણો. (૩) સંતાન; પ્રજા.

ઇષુ, પુ. (સં.) બાણ; શર; તીર.

ઇષ્ટ, વિ. (સં. इष्=ઇચ્છવું ઉ.) ઇચ્છેલું; ધારેલું; વહાલું.

ઇષ્ટદેવ, પુ. (સં.) પ્રિય દેવ; જેની ઉપર આસ્થા બેઠી હોય તે દેવ. (૨) કુળદેવ.

ઇષ્ટમિત્ર, પુ. (સં.) પ્રિય મિત્ર.

ઇષ્ટા, સ્ત્રી. પ્રિય સ્ત્રી. (૨) પીપળાનું ઝાડ.

ઇષ્ટાપત્તિ, સ્ત્રી. ( સં. इष्ट+आपत्ति ) ઇચ્છેલું પ્રાપ્ત થવું તે.

ઇષ્ટિ, સ્ત્રી. (સં. યજ્ઞમાં બલિદાન આપવાની એક રીત ) એક જાતનો યાગ. (૨) અભિલાષા.

ઇસકામત, સ્ત્રી. (આ. કઅમ=ઊભો રહેલો ઉ૦ ઇસ્તિકામત ) પુંજી; દોલત.

ઇસતેહાલ, (ઇસ્તિલાહ), (આ. સલહ=મળતું આવ્યું ઉ. ઇસ્તિલાહ) રૂઢિ પ્રમાણે બોલવું તે; વિવેક.

ઇસબગોળ, (ઇસબગોલ), (ફા ) અસ્પગૂલ. અસ્પ=ઘોડો અને ગૂલ=કાન ઉ.) ઓથીંબ જરૂં.

ઇસમ, પુ. ( આ ઇશમ=નામ ઉ.) માણસ; વ્યક્તિ.

ઇસમવાર, અ.માણસદીઠ;નામવાર.

ઇસવી, વિ. ઇસુ સંબંધી; ઇસુનો સંવત્સર.

ઇસાઇ,વિ.ઇસાપેગંબરના ધર્મનું.

ઇસાપેગંબર, પુ. (સૂર્યાની ભાષાના ઈશુઅ ઉ. અરબ્બીમાં ઇસા થયું. ) મોટો પેગંબર.

ઇસારત, જુઓ ઇશારત.

ઇસારો, જુઓ ઇશારો.

ઇસી, વિ. એવી; આવી.

ઇસો, વિ. આવો; આના જેવો.

ઇસોટો, પુ. લાકડાની નીસરણીનો લાંબો દાંડો.

ઇસ્કરૂ, (સ્ક્રૂ), પુ. (અં.) પેચ. (૨) ચાંપ; દાબ. 'ઇસ્કરૂ ફેરવવો'= ઉશ્કેરવું. (૨) વિચાર ફેરવવો. [ કિલ્લત.

ઇસ્કામત, સ્ત્રી. (આ.) પુંજી;

ઇસ્કોતરો, પુ. (મૂળ ફ્રેંચ ઉ. અં.)ખાનાંખાનાંવાળી લખવાની પેટી.

ઇસ્કોલ,સ્ત્રી. (અં.સ્કૂલ)નિશાળ.

ઇસ્ક્રુ, જુઓ ઇસ્કરૂ.

ઇસ્ટર, વિ. ના. એપ્રિલ મા-

સમાં આવતા ખ્રિસ્તીઓના તહેવાર; ગુડ ફ્રાઇડેના તહેવાર.

ઇસ્ટાપડી, સ્ત્રી. (અં. સ્ટોપ = બંધ કરવું ઉ.) બારણું બંધ કરવાની કડી; ચાંકો; ચાંપ.

ઇસ્ટેટ, સ્ત્રી. (અં. એસ્ટેટ) સ્થાવર મીલકત; ઘર જમીન વગેરે. (૨) વતન; જાગીર. [મિલ્લું.

ઇસ્ટોકીંગ, પુ. (અં. સ્ટોકિંગ)

ઇસ્તંબુલ, ન. (તુર્કી) યુરોપીય તુર્કસ્તાનનું મુખ્ય શહેર-કૉન્સ્ટાન્ટીનોપલ

ઇસ્તંબુલી, વિ. ઇસ્તંબુલનું.

ઇસ્તિકબાલ, (આ. કબ્લ = સામા જવું ઉ.) સામા તેડવા અથવા મળવા જવું તે.

ઇસ્તિલાહ, ન. (આ. સલ્હ = મળતું આવ્યું ઉ૦) રૂઢિ પ્રમાણે બોલવું તે; વિવેકસર ભાષણ કરવું તે.

ઇસ્તેહાર, જુઓ ઇશ્તેહાર.

ઇસ્ત્રી, સ્ત્રી. ધોબીનું એક ઓજાર. (સફાઇને માટે કપડાં ઉપર ફેરવવામાં આવે છે.) 'ઇસ્ત્રી કરવી'=ગડી નાખવું; સફાઇબંધ કરવું.

ઇસ્પિતાલ, સ્ત્રી. (અં. હૉસ્પિટલ) જ્યાં દરદીને દવા મળે, રોગની ચિકિત્સા થાય અને સારવાર કરવામાં આવે તે જગા. [સ્નો ધર્મ માનનાર.

ઇસ્નાયલ, વિ. ઇસા પેગંબ-

ઇસ્લામ, પુ. (આ. સલમ = નિર્ભય થયો ઉ૦) મુસલમાની ધર્મ.

ઇસ્લામી, વિ. ઇસ્લામધર્મનું; મુસલમાની. (૨) ના. મુસલમાન.

ઈસ્વીસન, (આ. સિન=દાંત. ઉ૦ વર્ષ) હજરત ઈસા પેગંબર સાહેબના સંબંધથી ગણાતું વર્ષ. [આ જનતમાં.

ઇહ, અ. (સં.) આ પૃથ્વીમાં;

ઇહલોક, પુ. (સં.) આ લોક.

ઇહકો, પુ. અફસોસ;ભય;ત્રાસ.

ઇહાં, અ. અહીંઆં; અત્ર;આ ઠેકાણે. [મની નાડી.

ઈંગળા, સ્ત્રી. (સં.) એ ના-

ઈંગાર, પુ. (ફા.) અગ્નિ; દેવતા; અંગારો. (૨) અતિશય બળતરા થવી તે; લાય; આગ.

ઈંગિત, ન. (સં. ઇંગ્=જવું ઉ) મનમાં થતા વિચારોનું શરીર ઉપર જણાતું ચિહ્ન; નિશાની. (૨) સંકેત. (૩) સેના.

ઇંગિતજ્ઞ, વિ.(સં. ઇંગિત+જ્ઞા =જાણવું ઉ.) મનુષ્યના ચલનવલન ઉપરથી તેના મનનો સાર સમજનાર.

ઇંગુદી, સ્ત્રી. (સં.) ઇંગોરો.

ઇંગોરી, સ્ત્રી. જેને ઇંગોરાં નામનાં ફળ થાય છે તે ઝાડ; ઇંગુદી.

ઇંગોરૂં, ન ઇંગોરીનું ફળ. (આ ફળો ચીકણાં અને તેલીઆં હોય છે. તેનું તેલ થા રૂ

**ઇંગ્રેજ**, પુ (અં. ઇંગ્લિશમેન ઉ.) ઇંગ્લાંડનો વતની

**ઇંગ્રેજી**, વિ. (અં. ઇંગ્લિશ) ઇંગ્રેજનું (૨) અંગ્રેજોની ભાષા

**ઇંગ્લંડ**, ન. (અં) ઇંગ્રેજ લોકનો દેશ, ઇંગ્લાંડ, વિલાયત

**ઇંગ્લિશ**, વિ (અ) ઇંગ્રેજી, અંગ્રેજનું (૨)(ન)અંગ્રેજ લોકની ભાષા

**ઈંચ** પુ (અં.)ફુટનો બારમો ભાગ

**ઈંચવુ**, જુઓ ઇચવું

**ઇચીઉ**, વિ ઇચનું, એક ઇંચના માપનું [પર ઉ૦)શિલ્પશાસ્ત્રી

**ઇજનેર**, પુ (અ એનજીનિ-

**ઇજનેરખાતુ**, ન (અ એનજી યરીંગ ઉ) બાંધકામોને લગતા કામો કરનારૂં ખાતું, શિલ્પકળાના કામકાજને લગતું ખાતું.

**ઇજનેરી**, વિ (અ એનજી-નિયરીંગ ઉ૦) યાંત્રિક, શિલ્પી

**ઇજવુ**, સ ક્રિ અર્પણ કરવું, આપી દેવું (૨) સત્કારવું (૩) અભિષેક કરવો (૪) પ્રસન્ન કરવું (૫)પૂજવું.

**ઇજાવવુ**, સ. ક્રિ. પ્રે અર્પણ કરાવવું, સત્કાર કરાવવો, પ્રતિષ્ઠા કરાવવી, ઉજવવું

**ઇંટ**, સ્ત્રી (સં. इष्टिका ઉ) માટીનું લંબચોરસ પકવેલું ચોસલું 'પથ્થર કરતાં ઇંટ કુણી'=માણસોની કડકાઈ સરખાવવાને વપરાય છે ઇંટ પલળે, કંઈ પત્થર પલળે ? '=કઠણ હૃદયના માણસને અસર થાય નહિ

**ઇંટબંધી**, વિ ઇંટથી બાંધેલું

**ઇંટવાડો**, પુ ઇંટો પકવવાની ભઠ્ઠી પાસેની ઇંટોનો ઢગલો.

**ઇંટાળો**, પુ ઇંટનો કકડો, ગેડુ (૨) ઇંટો બનાવવાનું ઓજાર, 'ઇંટાળાના દેવને ખાસડાની પૂજા'—'ઇંટાળાના દેવને કપાસીઆની આંખો'=જેવું હોય તેને તેવું આપવું જોઇએ

**ઇંટેરી**, વિ ઇંટોથી બાંધેલું.

**ઇંટેલ**, વિ. ઇંટોથી બાંધેલું.

**ઇટો** કે **ઇટી**, સ્ત્રી. એક જાતની છોકરાંની રમત. [ડાની રમત

**ઈંડાદાવ**, પુ છોકરાંની એક જા-

**ઈંડાળી**, સ્ત્રી. (सं अण्ड+आवलि ઉ૦) ઇંડાં ઘાટને જડેલી દીંડીઓની હાર

**ઇંડિઅન**. વિ (અં) હિંદુસ્થાનનું (૨) હિંદુસ્થાનનો વતની

**ઇંડીઆ**. પુ (અં) હિંદુસ્થાન.

**ઇંડુ**, ન. (सं अण्ड=ઈંડુ) અર્ધપાક ગર્ભવાળો લંબગોળ પદાર્થ, બેદું (તે પાકતાં તેમાંથી બચ્ચું બહાર નીકળે છે) [ઋતુઓની માગણીનું પત્રક

**ઇડેંટ**, ન. (અ.) અગત્યની વ-

**ઈંઢોણી**, સ્ત્રી ઉંઢાણી

**ઇતડી**, સ્ત્રી એક નાનું જીવડું (તે ઢોરોને જૂની પેઠે વળગે છે)

**ઇતિખાબ,** ( ઇંતેખાબ ), પુ. ( આ. નખબ-ચૂંટવું. ઉ. ઇન્તિખાબ.) ટુંકામાં મતલબ; તાત્પર્ય; સાર. [૨] વિગતવાર હેવાલ. [૩] ખરી નકલ.

**ઇતિજાર,** વિ (આ.) અધીર.

**ઇતિજારી,** સ્રી (આ.) આતુરતા.

**ઇતિજામ,** પુ. (આ. નઝમ= ગોઠવવું ઉ. ઇન્તિઝામ) બંદોબસ્ત; વ્યવસ્થા. [તાલાવેલી

**ઇંતેજારી,** સ્રી.(આ.) આતુરતા;

**ઇંદરજવ,** પુ. કડુ નામના ઝાડનાં બીયાં.

**ઇંદિરા,** સ્રી. ( સં. इन्द्=બહુ મોટા થવું ઉ॰इन्दिरा ) લક્ષ્મી; શ્રી.

**ઇંદિરાવર,** પુ, (સં. इन्दिरा+ वर=સ્વામી ઉ. ) વિષ્ણુ; નારાયણ.

**ઇંદીવર,** ન. (સં. इन्दीवर) કાળું કમળ.

**ઇંદુ,** પુ (સં.इन्दु=ભીના થવું ઉ.) ચંદ્રમા; ચાંદો; શશિ. [૨] એકની સંજ્ઞા.

**ઇંદુકલા,** સ્રી. (સં.) ચંદ્રકળા.

**ઇંદુકાંતા,** સ્રી (સં.) રાત;રાત્રિ. (૨) રોહિણી નક્ષત્ર. (૩) કમળ?

**ઇંદુમંડળ,** ન. (સં.) ચંદ્રમંડળ; ચંદ્રમાં અને તેને લગતા તારાઓનો સમૂહ.

**ઇંદુમુખી,** વિ. ( સં. इन्दु= ચંદ્ર + मुख=માં+ई=વાળી ) ચંદ્રના જેવા સુંદર મુખવાળી.

**ઇંદુમૌલી,**પુ. સં.)મહાદેવ;શંકર.

**ઇંદુવલ્લી,** સ્રી.(સં.) સોમવલ્લી.

**ઇંદુવાર,** પુ. (સં.) સોમવાર.

**ઇંદુવ્રત,** ન. ( સં. )ચાંદ્રાયણ.

**ઇંદુશેખર,**પુ.(સં.)મહાદેવ; શંકર.

**ઇંદુર,** પુ. (સં.) ઉંદર.

**ઇંદ્ર** પુ ( સં. इन्द्र=અતિ મોટા થવું ઉ. इन्द्र=અદ્ભુત મોટો )દેવોનો રાજા; સ્વર્ગનો અધિપતિ. (૨) રાજા.

**ઇંદ્રગોપ,** પુ. ( સં. ) વરસાદ થયા પછી જે રાતા રંગનાં સુંદર જીવ થાય છે તે; ગોકળગાય.

**ઇંદ્રચાપ,** ન. (સં. इन्द्र+चाप =ધનુષ્ય ) મેઘધનુષ્ય; ગચ્છ. (સાધારણ લોકો 'ગચ્છ તણાયો' એમ કહે છે.

**ઇંદ્રજાલિક,** વિ. (સં.) ભ્રાંતિ કરાવનારૂં; માયિક. (૨) ખરૂં નહિ તે બનાવટી. (૩) પ્રાપંચિક.

**ઇંદ્રજાળ,** સ્રી. (સં.)ભ્રમ કરાવનારી મંત્રવિદ્યા; જાદુ; માયા. (૨) હાથચાલાકી. (૩) કાવતરૂં; કપટજાળ.

**ઇંદ્રધનુષ્ય,** ન.(સં) મેઘધનુષ્ય

**ઇંદ્રનીલ,** વિ. (સં.)આસમાની રંગનું. (૨) ના. નીલમ; પાનું; શનિ.

**ઇંદ્રનેત્ર,** વિ. (સં.) હજાર (૨) ઇંદ્રની આંખ જેવું.

**ઇંદ્રપુરી,** સ્રી. (સં.) ઇંદ્રની રાજધાની; અમરાવતી. (૨) સુંદર રચના

વાળું બાંધણ.

ઇંદ્રલોક, પુ. (સં.) સ્વર્ગ; ઇંદ્ર આદિ દેવતાઓનો પ્રદેશ.

ઇંદ્રવજ્ર, પુ (સં.) અગિયાર અક્ષરનો એક છંદ.

ઇંદ્રવધૂ, સ્ત્રી ગોકળ ગાય.

ઇંદ્રવંશા, પુ. (સં) બાર અક્ષરનો એક છંદ.

ઇંદ્રવાયણું, (ઇંદ્રવારણું), ન. સુવર્ણના જેવા સુંદર પીળા રંગનું એક ફળ. (આ ફળ બહારથી અતિ સુંદર હોવા છતાં અંદરથી એવું કડવું હોય છે કે કોઈ તેને ચાખી પણ શકતું નથી તેથી ઉપરની સફાઇ, શોભા અને ટાપટીપવાળાને એની ઉપમા અપાય છે.)

ઇંદ્રવિજય, પુ. (સં) ત્રેવિશ અક્ષરનો એક છંદ.

ઇંદ્રસુત, પુ. (સં.) જયન્ત.(૨) અર્જુન. (૩) સાદડનું ઝાડ. (૪) વાળી (વાનર).

ઇંદ્રાણી, સ્ત્રી. (સં.)ઇંદ્રની સ્ત્રી. (૨) મોટી ઇલાયચી. (૩) અતિ સુંદર અને પુષ્કળ વૈભવવાળી સ્ત્રી.

ઇંદ્રાયુધ, ન ( સં. ) ઇન્દ્રનું હથિયાર; વજ્ર.

ઇંદ્રાસન, ( સં. इन्द्र+आस्= બેસવું ઉ. आसन) ઇન્દ્રનું સ્થાન. (૨) ઇન્દ્રનું રાજ્ય.

ઇંદ્રિય, (સં.) વિષયગ્રાહક અવયવ.(ઇંદ્રિયોના બે પ્રકાર છે: ૧ કર્મેન્દ્રિયો અને ૨ જ્ઞાનેંદ્રિયો. કર્મેંદ્રિયોમાં ૧ વાક્ ૨ હસ્ત ૩ પાદ ૪ અપદ્વાર અને ૫ ઉપસ્થ.' અને જ્ઞાનેન્દ્રિયોમાં ૧ ત્વચા ૨ ચક્ષુ ૩ શ્રોત્ર ૪ જીભ અને ૫ નાકનો સમાવેશ થાય છે)

ઇંદ્રિયગમ્ય, વિ. (સં.) ઇંદ્રિયોથી જણાય એવું.

ઇંદ્રિયગોચર, વિ. (સં.) ઇંદ્રિયોથી જણાય તેવું; ખુલ્લું. [સમુદાય.

ઇંદ્રિયગ્રામ,પુ. (સં.) ઇંદ્રિયોનો

ઇંદ્રિયજન્ય, વિ. (સં इन्द्रिय +जन्य) ઇંદ્રિયથી ઉત્પન્ન થએલું.

ઇંદ્રિયજિત, વિ. (સં. इन्द्रिय +जि=જીતવું ઉ.) ઇંદ્રિયોને જીતેલું.

ઇંદ્રિયજ્ઞાન, ન. (સં.) ઇંદ્રિયોદ્વારા થતો બોધ.

ઇંદ્રિયનિગ્રહ, પુ. ( સં. इन्द्रिय +नि+ग्रह्=પકડવું ) ઇંદ્રિયોને કબજે રાખવી તે; સંયમ.

ઇંદ્રિયબોધ, પુ. (સં इन्द्रिय +बुध्=જાણવું ઉ. बोध=જ્ઞાન ) ઇંદ્રિયોની મારફતે થતું જ્ઞાન.

ઇંદ્રિયસંયમ, પુ. (સં. इन्द्रिय +सं+यम्=કાબુમાં રાખવું. संयम= કાબુ) ઇંદ્રિયોને કાબુમાં રાખવી તે.

ઇંદ્રિયાતીત, વિ (સં. इन्द्रिय +अति+इ=જવું. ઉ इत=ગયેલું) ઇંદ્રિયોથી ન પહોંચી શકાય એવું (બ્રહ્મ.)

ઇંદ્રી, સ્ત્રી. ઇંદ્રિય. (૨) પુરૂષની જનનેંદ્રિય. [ એમ કરવું તે.

ઇંદ્રીજુલાબ, પુ. બહુ મૂત્ર થાય

ઇંધણ, ન. (સં. इन्ध्=બળવું ઉ.) બાળવાના લાકડાં.

ઇંધણધોરી, વિ. (સં. ઇંધન ઉ. પ્રા. ઇંધણં=બાળવાનાં લાકડાં અને धृ=ધારણ કરવું ઉ. ધોરી=વહેનાર=મજૂરી આ) મૂર્ખ; ભાર વહેનાર (૨) ફીણકમાઉ.

ઇંધણું, ન. બાળવાનું લાકડું.

ઇંધન, ન. (સં इन्ध्=બળવું ઉ.) બાળવાનાં લાકડાં; કાઠી.

ઈ.

ઈ, સ્ત્રી. (સં ई) ગુજરાતી મૂળાક્ષરોમાંનો ચોથો સ્વર (૨) લક્ષ્મી; કપત્નિ.

ઈકાર, પુ. ઈનો ઉચ્ચાર.

ઈક્ષક, વિ. (સં. ईक्ष=જોવું ઉ.) જોનાર, અવલોકનાર. (૨) ચોકસી કરનાર.

ઈક્ષણ, ન. (સં.=ईक्ष=જોવું ઉ.) જોવું; દર્શન; અવલોકન (૨) નેત્ર; આંખ. (૩) દેખાવ. (૪) તપાસ કરવી

ઈક્ષિત, વિ (સં) જોયેલું, અવલોકેલું (૨) અનુભવેલું. (૩) તપાસેલું.

ઈડા, સ્ત્રી. (સં.) સ્તુતિ; પ્રાર્થના.

ઈતિ, સ્ત્રી. (સં) આપત્તિ, સંકટ.

ઈદ, સ્ત્રી. (ફા.) ઈસ્લામીઓનો એક મોટો તહેવાર.

ઈદગાહ ઈદની નિમાજ પઢવાની જગા.

ઈદશ, વિ. (સં ईदृश् ઉ.) આવું; આના જેવું.

ઈનમીન, વિ. (સં. मा=માપવું ઉ. मित) પરિમિત; થોડું.

ઈપ્સા, સ્ત્રી. (સં. इष्=ઇચ્છવું ઉ.) ખાએશ; ઇચ્છા (૨) આશા; અભિલાષ.

ઈપ્સિત વિ. (સં इष्=ઇચ્છવું ઉ ઇચ્છેલું; વાંચ્છેલું (૨) મેળવેલું. (૩) મનગમતું; ભાવતું

ઈપ્સુ, વિ. (સં.) ઇચ્છાવાળું.

ઈર્ષા, સ્ત્રી (સં.) બીજાનું સારૂં નહિ દેખી શકવું તે; મત્સર; અદેખાઈ. (૨) બીજાથી ચડિઆતા થવાની લાગણી.

ઈર્ષાખોર, વિ. અદેખું; ઝેરીલું; ઇર્ષાવાળું. [અદેખું.

ઈર્ષ્યુ, વિ. (સં.) ઈર્ષાવાળું;

ઈર્ષ્યા, જુઓ ઇર્ષા.

ઈર્ષ્યાળુ, વિ (સં) અદેખું; ઝેરીલું

ઈલિ, સ્ત્રી. (સં.) કટાર. (૨) નાની ગદાના આકારનો એક સોટો (ઈલિકા).

ઈશ, પુ. (સં.) મહાદેવ, શિવ, શંકર. (૨) સ્વામિ; ધણી (૩) (૪) રાજા.

**ઈશાન**, સ્ત્રી. (સં. ઈશ=શિવ.) ઉત્તરપૂર્વ વચ્ચેની દિશા. (૨) મહાદેવ; શંકર. [પૂર્વ વચ્ચેનો ખુણો.

**ઈશાનકોણ**, સ્ત્રી. (સં.) ઉત્તર

**ઈશાનખુણો**, પુ. ઉત્તરપૂર્વ વચ્ચેનો ખુણો.

**ઈશાની**, વિ. (સં. ઐશાની ઉ.) ઈશાન બાજુની. (૨) દુર્ગા; પાર્વતી; દેવી.

**ઈશ્વર**, પુ. (સં. ઈશ્=સત્તા ચલાવવી, અને વર=ઉત્તમ ઉ) જગતમાં જે સર્વોપરિ સત્તા છે તે; પરમેશ્વર. (૨) મહાદેવ; શિવ. (૩) સ્વામી; શેઠ. (૪) રાજા. ઈશ્વર ઉપર ચિઠ્ઠી=દૈવાધીનતા. ઈશ્વર માથે રાખવો=ઈશ્વરથી ડરીને પ્રમાણિકપણે ચાલવું. ઈશ્વરને વચમાં રાખીને=પ્રતિજ્ઞા ઉપર. ઈશ્વરના ઘરનું=ભોળું; નિખાલસ. ઈશ્વરને ખોળે =નિડર રહીને–ઈશ્વરદત્ત=જન્મથી મળેલું; કુદરતી. ઈશ્વરપ્રીત્યર્થ=નિષ્કામ ઈશ્વરાર્પણ કર્મ કરવાં તે. ઈશ્વરના ઘરના ખેલ=કુદરતી બનાવો.

**ઈશ્વરઇચ્છા**, સ્ત્રી. (સં.) પરમેશ્વરની મરજી; સહન કરવું અને મન વાળવું તે. [મેશ્વરની દયા.

**ઈશ્વરકરુણા**, સ્ત્રી. (સં.) પર-

**ઈશ્વરકર્તૃત્વ**, ન. (સં.) ઈશ્વરનું કર્તાપણું. [શ્વરની મહેરબાની.

**ઈશ્વરકૃપા**, સ્ત્રી. (સં.) પરમે-

**ઈશ્વરતા**, સ્ત્રી. (સં.) પરમેશ્વરપણું; મોટાઈ.

**ઈશ્વરનોલાલ**, પુ. ઈશ્વરે જેને ઉદારતા આપેલી હોય તે; પરોપકારી પરમેશ્વરનો ભક્ત

**ઈશ્વરપ્રેરણા**, સ્ત્રી. (સં.) પરમેશ્વર તરફનું સૂચન; આંતરજ્ઞાન. [પ્રાર્થ-

**ઈશ્વરસ્તુતિ**, સ્ત્રી. (સં.) પ્રભુ

**ઈશ્વરી**, સ્ત્રી. (સં.) આદિમાયા દેવી. (૨) વિ. ઈશ્વર સંબંધી; ઈશ્વરનું

**ઈશ્વરીપુરુષ**, પુ. (સં.) ઈશ્વરના અંશવાળો પુરુષ તે. (૨) ભોળો; નિખાલસ. [ગતની વિચિત્ર રચના; કુદરત

**ઈશ્વરીમાયા**, સ્ત્રી. (સં.) જ-

**ઈશ્વરેચ્છા**, સ્ત્રી. (સં.) ઈશ્વરની ઇચ્છા; પ્રભુને જે ગમે તે ખરૂં એવી શ્રદ્ધા. [ઉ.) ઇચ્છા

**ઈષણા**, સ્ત્રી. (સં. ઈષ્=ઇચ્છવું

**ઈષત્**, વિ. (સં.) અલ્પ; થોડું; સહેજ. [ગાડાનું એક લાંબું લાકડું.

**ઈષા**, ન. ((સં.) હળ અથવા

**ઈષાદંત**, પુ. (સં.) લાંબા દાંતવાળો હાથી.

**ઈષ્મ**, પુ. (સં.) વસંત ઋતુ.

**ઈસ**, સ્ત્રી. ખાટલાનું તેની લંબાઈનું લાકડું.

**ઈસેસ**, પુ સાલેડા નામના ઝાડનો ગુંદર. (ધૂપના કામમાં આવે છે તેમજ દવા તરીકે વપરાય છે.)

**ઈહા**, સ્ત્રી. (સં. ઈહ્=ઇચ્છવું

ક ) ઈચ્છા. (૨) આશા; ઉમેદ (૩) ઉદ્યમ.

**ઈહામૃગ,** પુ. (સં.) નાટકનો એક ભેદ. (૨) મૃગ જેવી અલભ્ય નાયિકાને ઈચ્છનારો નાયક.

## ઉ.

**ઉ,** ન. ( સં. उ ) ગુજરાતી મૂળાક્ષરોમાંનો પાંચમો સ્વર.

**ઉકટો,** પુ. ( સં. अंज्=આંજવું ઉ.) દુઃખતી આંખ ઉપર ચોપડવાનો લેપ

**ઉકડો,** પુ. ( प्रा उक्काडा ઉ.) વરસોદ; આખા વરસને માટે ઉચક લેવાની રકમ.

**ઉકરડી,** સ્ત્રી. (સં. उत्कर ઉ.) કચરાની ઢગલી; નાનો ઉકરડો. (૨) મલિન દેવતા. (લગ્નાદિ પ્રસંગે તેનું સ્થાપન કરે છે તેને ઉકરડી નોતરવી અગર ઉઠાડવી કહે છે. )

**ઉકરડો,** પુ ( સં. उत्कर. प्रा. उक्करो=ઉકરડો ) કચરો નાખવાથી થયેલો ઢગલો. (૨) ગંદું સ્થાન. ઉકરડો કરવો=કામકાજને અથવા દેવાને વધવા દેવું

**ઉકલ,** ન. (સં) સાધન. (૨) દેહ; શરીર.

**ઉકલવું,** અ. ક્રિ. (સં. उत्+कल् =જાણવું.) વંચાવું; બેસવું. (૨) સૂઝ પડવી; ખૂટવું. (૩) છુટું થવું; ગૂંચ નીકળવી. (૪) આગળ નજર પહોંચવી; ખાવાવું.

**ઉકળવું,** અ. ક્રિ. ( સં. उत्+ फल्=ઉકળવું ઉ.) પ્રવાહીનું ગરમીથી ઉછળવું. (૨) ઘુકળવું; ગુસ્સે થઈને મોટેથી બોલવું. (૩) સારું કરવું; કલ્યાણ કરવું.

**ઉકળાટ,** પુ. ગરમીને લીધે થતી અકળામણ; ધામ; બફારો; કઢારો. (૨) ગુસ્સાથી જે ઉતાપ થાય તે. (૩) ક્રોધ; ગુસ્સો. (૪) ચિંતા; ફીકર.

**ઉકળાવવું,** સ. ક્રિ. પ્રે. ઉકળે એમ કરાવવું. [સારા પાકનો સમય.

**ઉકાળ,** પુ. ( સુકાળ ઉપરથી)

**ઉકાળવું,** સ. ક્રિ. ઉકળે એમ કરવું. ઉકળવું. [એમ કરાવવું.

**ઉકાળાવવું,** સ. ક્રિ. ઉકળે

**ઉકાળો,** પુ ( સં. ) વનસ્પતિ-દ્રવ્યોનો કવાથ; કાવો. (૨) ઉકળાટ; ધામ; બફારો. (૩) ક્રોધ કે ગુસ્સાથી જીવને જે ધમધમાટ થાય તે; ચિંતાથી કે કલેશથી લોહીનું તપી જવું તે.

**ઉકાંચળી,** વિ. સ્ત્રી. (સં. उत्कंचुका ઉ.) કાંચળી પહેરી ન હોય એવી સ્ત્રી.

**ઉકાંટો,** પુ. (સં. उत्+कंटक= રોમાંચ ) ઉછાળો; ઓકરી. (૨) અભાવ. [ તેવો કિનારો.

**ઉકાંઠો,** પુ. વપરાશ ન હોય

**ઉકેલ,** પુ. (સં. उत्+कल ઉ.) સૂઝ; સમજ; આવડ; નિકાલ.

**ઉકેલવું,** સ. ક્રિ. (સં. उत्+

कल्=જાણવું ઉ.) વાંચવું. (૨) વસ્તુને છુટી કરવી. (૩) ગૂંચ કાઢવી. (૪) પૂરૂં કરવું; નિકાલ લાવવો. (૫) એની એ વાત કરવી. (૬) ઉત્તર ઉતરવું. (૭) સમજવું; અર્થ કહેવો. (૮) ખુલાસો કરવો. (૯) વળ કાઢવો; ઉખેડવું.

ઉકેલાવું, અ. ક્રિ. (સં.उत्कीलितं. प्रा. ऊकीलिउं ઉ.) જુઓ ઉકેલવું.

ઉકેલી નાખવું, સ. ક્રિ. છોડી નાખવું; છુટું કરવું. (૨) પૂરૂં કરી નાખવું; નિકાલ લાવવો. (૩) વળ ઉતારવો.

ઉક્ત, વિ. (સં. वच्=બોલવું ઉ. કહેલું) બોલેલું; આગળ જણાવેલું.

ઉક્તિ, સ્રી. (સં. वच्=બોલવું) વચન; કથન; ભાષણ. (૨) સયુક્તિક વચન. (૩) સાંથે આપેલી જમીન.

ઉખડ, (ઊખર), વિ. (સં. ऊषर ઉ.) ખારાટવાળી જમીન

ઉખડવું, અ ક્રિ. (સં. उत्+खन्=ખોદવું ઉ. प्रा. उक्खोडियम् = ખોદેલું.) છુટું પડી જવું. (૨) જડમૂળથી નીકળી જવું; નાશ પામવું. (૩) વટી જવું; વંઠી જવું.

ઉખડામણ, ન. (સં.) ઉખાડવાનું મહેનતાણું તે. [ારટવાળી જમીન.

ઉખડી, (ઊખડી), વિ. (સં.) ખા-

ઉખડેલું, વિ. છુટું પડેલું. (૨) વંઠેલું; છકેલું.

ઉખદ, સ્રી. નવાઈ; આશ્ચર્ય.

ઉખર, (ઊખર), વિ. (સં. ऊषर ઉ.) ક્ષારવાળું; જેમાં ખારાટ હોય એવું. (૨) પડતર; ઉજડ.

ઉખળ, પુ. (સં. उलूखल=ખાંડણીઓ ઉ.) ખાંડણીઓ. (૨) પહેલવહેલી જમીન ખેડવી તે. (૩) તાનું મૂશળ; સાબેલું. (૪) ચોકીયા ગાડાના બે આગળના બળદોનું ધૂંસરૂં.

ઉખળવું, અ. ક્રિ. વળ નીકળવો.

ઉખળી, સ્રી. (સં.) લાકડાંની ખાંડણી.

ઉખળું, ન. સાબેલું. (૨) ખાંડણી. (૩) વિ. વયે નાનું છતાં વધારે ઉંચું વધેલું.

ઉખળો, પુ. (સં.) ખાંડણીઓ. (૨) વિ. વયના પ્રમાણમાં બહુ જ ઉંચો વધી ગયેલો.

ઉખાણું, (ઉખાણો), ન. (સં. उप+आख्यान ઉ.) લોકમાં ચાલતી નાની પણ જાહેર વાત; કહેવત. (૨) સમશ્યા; કોયડો.

ઉખાડ, પુ. (સં. उत्खात=ઉખાડેલું ઉ.) ઉખડી ગએલું તે; પોપડો. (૨) ખાડો; કોતર.

ઉખાડવું, સ. ક્રિ. ઉખડે એમ કરવું. (૨) જડમૂળથી કાઢી નાખવું.

ઉખાણો, પુ. (સં. उप+आख्यान ઉ. प्रा. उखाणो) ઉપાખ્યાન.

૨):દૃષ્ટાંત; ઉદાહરણ; કહેવત. (૩) ( સં. ઉત્+ખન્=ખોદવું ઉ ) ઉખાડવાનું ઓજાર; તાવેથો.

ઉખેડ, પુ ઉખાડ; ઉખેડવું તે. (૨) વિ. નહિ ખેડેલું; અણખેડ; ઉજડ.

ઉખેડવું, સ. ક્રિ. ( સં. उत्+खन्=ખોદવું ઉ. ) ઉખડે એમ કરવું; ઉખાડવું. (૨) પાયમાલ કરવું

ઉખેળવું, જુઓ ઉકેલવું.

ઉખેળાવવું, સ. ક્રિ. ઉખડાવવું.

ઉગમ, પુ ( સં. उद्गम ઉ ) મૂળ; ઉત્પત્તિસ્થાન; જન્મ; શરૂઆત. (૨) ઉદય.

ઉગમણુ, જુઓ ઉગમણું

ઉગમણી, વિ. જુઓ ઉગમણું.

ઉગમણું, વિ. પૂર્વ તરફનું; પૂર્વનું.

ઉગર, સ્ત્રી. ( ઉગરવું ઉ. ) બચત; બચાવ.

ઉગરવું, અ. ક્રિ. (સં. उद्+गृ-गिर्=ગળવાં (ખાતાં) રહી જવું. ઉ. ) બચી જવું; રહી જવું. (૨) ઉચ્છ્રત રહેવું. (૩) વધવું, બાકી નીકળવું.

ઉગવું, (ઊગવું), અ. ક્રિ. (સં. उद्+गम् ઉ. उद्गत નું પ્રા. उग्गअ ઉ.) ફૂટી નીકળવું; બહાર નીકળવું. (૨) ઉદય થવો; દેખાવું. (૩) ઉદ્ભવવું; ઉત્પન્ન થવું. (૪) સફળ થવું; કલ્યાણ થવું.

ઉગાડવું, સ. ક્રિ. ઊગે એમ કરવું; ઉગવવું.

ઉગામવું, સ. ક્રિ. (સં. उद्+गम्= જવું ઉ.) સામે ધરવું; વાગે તેમ કરવું; ઉપાડવું.

ઉગાર, પુ. ( ઉગરવું ઉ. ) બચાવ; બચત (૨) ફાયદો; લાભ.

ઉગારવું, સ. ક્રિ. બચાવવું. (૨) મરણના દુઃખમાંથી બચાવી લેવું; રક્ષણ કરવું. [ કરાવવું

ઉગારાવવું, સ. ક્રિ.પ્રે. ઉગરે તેમ

ઉગારેપડવું, અ. ક્રિ. બચવું; વધવું; જમે રહેવું.

ઉગારો, પુ. બચાવ; બચત. (૨) વધારો; લાભ; ફાયદો.

ઉગાવરાવવું, સ. ક્રિ. દ્વિ. પ્રે. કોઈની મારફત ઉગે તેમ કરાવવું.

ઉગ્ર, (સં ) કડવું; આકરું; જલદ; ગરમ; તામસી; ક્રોધી. (૩) ક્રૂર; ભયંકર. (૪) જબરૂ; મોટું.

ઉગ્રતા, સ્ત્રી. (સં.) કરડાઈ.

ઉગ્રગંધા, સ્ત્રી. (સં.) હીંગ. (૨) એક જાતની બહુ વાસવાળી વનસ્પતિ.

ઉઘડવું, અ. ક્રિ. ( સં. उद्+घट्=ખુલવું ) ખુલવું; ઉઘાડું થવું. (૨) વેરાઈ જવું; ઉતરી જવું. (૩) પ્રકટ થવું (૪) ખીલવું. (૫) કલ્યાણ થવું. (૬) સમજ પડવી 'મોં ઉઘડવું'=નિર્ભય થઇ બોલવા માંડવું; સામા થવું. (૭) રુચિ થવી; 'નસીબ-ભાગ્ય ઉઘડવું'=ધન, વૈભવ મળવી વગેરે ઐશ્વર્ય મળવાં.

**ઉઘડું,** (ઉઘડુ), વિ. ખુલ્લું.

**ઉઘરાણી,** સ્રી. (સં. उद्+गृह्=લેવું) નાણાંની માગણી કરવી; લેણું; એકઠું કરવાનું કામ 'ઉઘરાણી પાઘરાણી'=લેણું વસુલ કરવાનું કામકાજ.

**ઉઘરાણું,** ન. ઘણા માણસો પાસેથી ઉઘરાવીને એકઠું કરવું તે; ટીપ,ફંડ.

**ઉઘરાત,** સ્રી. ઉઘરાવવાની ક્રિયા; વસુલાત; કર, સાય, મહેસુલ.

**ઉઘરાતદાર,** પુ. ઉઘરાવનાર; સરકારી લેણું એકઠું કરનાર.

**ઉઘરાવવું,** સ. ક્રિ. (સં. उद्+गृह्=લેવું) એકઠું કરવું. (૨) માગી માગીને એકઠું કરવું.

**ઉઘરાળો,** જુઓ ઓઘરાળો.

**ઉઘલતું,** વિ. છલકાઈ જતું; બહાર નીકળી પડતું. (૨) પરણવાને ઘોડે ચડતું.

**ઉઘલવું,** અ. ક્રિ. છલકાવું; ઉભરાઈ જવું. (૨) પરણવાને માટે ઘોડે ચડવું.

**ઉઘલાવવું,** સ. ક્રિ. છલકાવવું. (૨) ઘોડે ચડાવવું.

**ઉઘલાવો,** પુ. ઉછાળો; આનંદનો ઉભરો. (૨) વરને ઘોડે ચડાવવાનો સમારંભ.

**ઉઘાડ,** પુ. (સં. उद्+घट्=ઉઘડવું.ઉ૦) ઉઘડી જવું તે; ખુલ્લા તડકાવાળા દિવસો; નિખાલસપણું. (૨) ફાયદો; લાભ; ફાયદો.

**ઉઘાડબારું,** ન. ખુલ્લો માર્ગ; નાસી છુટવાનો રસ્તો. (૨) વિ. ખુલ્લું; વગર ઢાંકેલું.

**ઉઘાડવું,** સ. ક્રિ. (સં. उद्+घट् ખુલ્લું કરવું.) ખોલવું. (૨) જાહેરમાં આણવું. (૩) કલ્યાણ કરવું. (૪) સમજાવવું; ખરી વાત જણાવવી.

**ઉઘાડું,** વિ. ખુલ્લું; પ્રકટ; નાગું. (૨) નહિ ઢાંકેલું; જેનું રક્ષણ કરેલું ન હોય એવું. ઉઘાડું કરવું=ફજેત કરવું. 'ઉઘાડું કહેવું'=વગર શરમે ખરું કહેવું. ઉઘાડું માથું=વગર સાનનું; બેશરમું. ઉઘાડું બોલવું=ભુંડું–અસભ્ય બોલવું. ઉઘાડો હાથ=ખુલ્લી સહાયતા.

**ઉઘાડેચોક,** જુઓ ઉઘાડેછોગે.

**ઉઘાડેછોગે,** અ. ખુલ્લી રીતે; પ્રકટપણે. [ ઉચક્કું.

**ઉચક,** વિ. (સં. उच्च ઉ.)

**ઉચકવું,** જુઓ ઉંચકવું.

**ઉચકામણ,** (ઉંચકામણ), ન. ઉંચકવાનું મહેનતાણું.

**ઉચકાવવું,** (ઉંચકાવવું), સ. ક્રિ. પ્રે. ઉપડાવવું; લેવરાવવું.

**ઉચકીલેવું,** (ઉંચકી લેવું), સ. ક્રિ. ઉપાડી લેવું; ઉચકાવવું. (૨) કબુલ કરવી; અનુમોદન આપવું.

**ઉચકી,** સ્રી. વાઘણી; હેડકી.

**ઉચક્કું,** વિ. ઉંચીનું. (૨) નાદાર; દેવાળીઉં.

**ઉચકો,** પુ. એકસામટું આપી દેવું; બદલો; બાંધી રકમ આપી દેવી.

ઉચક્રો, પુ. ( सं. उत्चक्षुर् ) ઉચાળેયો; છકી ગયેલો માણસ.

ઉચણવું, સ. ક્રિ. ( सं. उद्+ =છુટું કરીને ગોઠવવું ) છુટું કરીને રીતસર ગોઠવવું; રેશમ નું. [ બોલવું.

ઉચરવું, સ. ક્રિ. ઉચ્ચાર કરવો;

ઉચલબાંગડી, સ્ત્રી. ટાંગાટોળી; હાથ પકડી ઉપાડી લેવું.

ઉચલવું, સ. ક્રિ. ( सं. उद्+ ल्=ખમવું ) ઉપાડવું; ઉંચકવું. ) વાસ બદલવો; ઉચાળો લઇને જતા રહેવું.

ઉચલાઉચલ, (-લી), સ્ત્રી. ઉંચકાચકી; હાથોહાથ વસ્તુ ઉપાડી લેવી તે. ) દોડાદોડી; ખળભળાટ.

ઉચલાવવું, સ. ક્રિ. પ્રે. ઉચલે તેમ કરવું-ઉચાળા ભરાવવા.

ઉચવવું, અ. ક્રિ. આપવું; ...રવું.

ઉચવું, ( ઉચી જવું ), અ. ક્રિ. ... નહિ આપવું. (૨) ભાવતું હોય તે ...ધ થવું.

ઉચાટ, પુ. सं. उद्+चित्त= ...વું ચિત્ત તે. ) ઉચું ચિત્ત રહ્યા કરવું તે; ચિંતા; ફીકર. (૨) અધીર; ગભરાટ.

ઉચાટીઉં, વિ. ઉચાટ કરનારું; અધીરું; ઉતાવળીઉં.

ઉચાપત, સ્ત્રી. (सं. उद्+चि.?.) પારકી મીલકત ઓળવી લેવી તે. (૨) વિ. ઉઠાવી લીધેલું.

ઉચારવું, ( ઉચ્ચારવું ), સ. ક્રિ. બોલવું.

ઉચાળવું, સ. ક્રિ. (सं. उद्+ चल् ઉ. ) છોડાવવું; તજાવવું; ખસી કરાવવું. [ લગતો સરસામાન.

ઉચાળો, પુ. ઘરવખરી; ઘરને

ઉચિત, વિ (सं.) યોગ્ય; ઘટિત.

ઉચીજવું અ. ક્રિ. (सं. उच्च= ઉંચે+યા=જવું-ચડી જવું.) દૂર ઉડી જવું.

ઉચેડવું, ( ઉછેડવું ), સ. ક્રિ. ( सं. उत्+छिद्=કાપવું ) ઉખાડવું; ઝાડની છાલ ચીરવી.

ઉચેલ, (ઉચેલ), પુ. (सं. उत् +अंचल=છેડો ) પાલવ; ઉપલો પાલવ. (૨) કંઇનો છેડો.

ઉચેલવું. સ. ક્રિ. (ગ્રામ્ય.) ઉસેચવું; થોડે થોડે કાઢી નાખવું.

ઉચ્ચ, વિ (सं.) ઉંચું; મોટું; પ્રૌઢ; ઉત્તમ; શ્રેષ્ઠ.

ઉચ્ચક, જુઓ ઉચક-ઉચકો.

ઉચ્ચતા, સ્ત્રી. (सं.) ઉંચાપણું; મોટાઈ.

ઉચ્ચાટ, જુઓ ઉચાટ.

ઉચ્ચાટન, ન. (सं. उत्+... મારવું ઉ.) મનુષ્યની ઉપર ... વાનો એક અભિચાર.

૨ જાણુ અને ૩ ઉચ્ચાટન.)

ઉચ્ચાર, પુ. (સં.) અવાજ કરવો તે. (૨) બોલવાની ઢબ; અવાજ. (૩) મળ.

ઉચ્ચારણ, પુ. (સં.) કથન; બોલવું. (૨) જે કંઇ ઉચ્ચારેલું હોય તે. (૩) બોલવાની રીત.

ઉચ્ચાલન, ન. (સં. उत्+चल्=જવું ઉ.) ઉચું કરવું તે. (૨) કંપ, ધ્રૂજારો.

ઉચ્ચારવું, સ. ક્રિ. (સં. उत्+चर्=બોલવું) ઉચ્ચાર કરવો; બોલવું.

ઉચ્ચિષ્ટ, (ઉચ્છિષ્ટ), વિ. (સં. शिष्=બાકી રહેવું ઉ. शिष्ट=બાકી રહેલું उत्+शिष्ट=છાંડેલું.) છાંડેલું; જમતાં વધેલું (૨) બે ટાએલું. (૩) ના. છાંણ.

ઉચ્ચૈઃશ્રવા, પુ. દેવનાઈ ઘોડો; સર્વોત્તમ અશ્વ (સમુદ્રમંથન કરતાં જે ચૌદ રત્ન નીકળ્યા તેમાંનું એક રત્ન)

ઉચ્છણ, ન. ઓઢણુ; ઓઢણું.

ઉચ્છિન્ન, વિ. (સં. उत्+छिद्=તોડવું ઉ.) ઉખાડેલું; તોડી નાખેલું; નિર્મૂળ કરેલું.

ઉચ્છિલીંધ, ન. (સં. उत्+शिलीन्ध्र=હલકી જાતની વનસ્પતિ.) બિલાડીનો ટોપ; કુત્તાનો કાન.

ઉચ્છિષ્ટ, વિ. (સં उत्+शिष्ट=છાંડેલું. शिष्=બચવું ઉ.) છાંડેલું; જમતાં જમતાં બચેલું. (૨) કોઇ ઉપરથી ઉતારેલું.

ઉચ્છૃંખળ, વિ. (સં. उत्=બ હાર ને शृंखला=સાંકળ) ઉદ્ધત; સ્વછંદી; લગામવગરનું; બેશરમ.

ઉચ્છૃંખળતા, સ્ત્રી. (સં. उत् शृंखला=उच्छृंखल ઉ.) ઉદ્ધતાઈ; બેશરમાઈ. (૨) સાહસ.

ઉચ્છેદ, પુ. (સં. उत्+छिद् કાપવું ઉ) નાશ; નિકંદન; જડમૂળથી ઉખાડી નાખવું.

ઉચ્છેદક, વિ. (સં. उत्+छिद् ઉ.) નાશ કરનાર; જડમૂળથી ઉખાડી નાખે એવું.

ઉચ્છેદન, ન. (સં. उत्+छिद् ઉ.) નાશ; જડમૂળમાંથી ઉખડી જવું.

ઉચ્છેદવું, સ.ક્રિ (સં. उत्+छिद्=છેદવું) જડમૂળથી કાપી નાખવું; નામ નિશાન ન રહે એમ કરી નાખવું.

ઉચ્છેદીઉં, ન. (સં.) નિર્વંશ માણસની મીલકત. (૨) વિ. નવારસીક નંધણીઆતું.

ઉચ્છોપણ, ન (સં. उत्+शुष्=સૂકાવું. ઉ.) સૂકાવું; ખેંચાઇ જવું. (૨) સૂકવી નાખનારું; ખેંચી લેનાર.

ઉચ્છ્‌વાસ, પુ. (સં. उत्+श्वस्=શ્વાસ લેવો ઉ.) શ્વાસ લેવો; શ્વાસ ચાલવું. (૨) આશા; ઇચ્છા; ધારણા (૩) પ્રકરણ; કાંડ.

**ઉછરભાવ**, પુ. વૃદ્ધિભાવ; ઉછરવાનું ઉલટ બળ.

**ઉછરવું**, અ. ક્રિ. ( सं. उत्+श्रि=વધવું ચડવું ઉ. ) વધવું; મોટું થવું. (૨) ઊગવું; વધવું. (૩) નીકળી આવવું.

**ઉછરેલું**, વિ. મોટું થયેલું. 'ઉછર્યુંપાછર્યું=મોટું થયેલું–બાળખરચથી ખરચમાંથી મુક્ત થએલું.

**ઉછરંગ**, પુ. (सं. उत्साह અને राग ઉ.) ઉત્સવનો આનંદ; ઉમંગ; હરખનો ઉછાળો. [ હર્ષઘેલું.

**ઉછરંગી**, વિ. ઉછરંગવાળું;

**ઉછળવું**, અ. ક્રિ. (सं. उत् + शल्=ઉછળવું ) જોરથી ઉચું થવું; સામે ફેલવું (૨) ઉછાળા મારવા. (૩) કૂદકાભેર ચાલવું. (૪) છલંગ મારવી. (૫) જોરથી બોલવું. 'ઉછળી આગવું'=વગર વચાર્યું સાહસ કરવું. ( ૬ ) હલારાવું; ખદખદ થવું. (૭) ચાલવું; પ્રવર્તવું. (૮) મોંઘું થઇ જવું. (૯) ખરચવું–વાપરવું

**ઉછળામણી**, સ્ત્રી. લીલામ; હરરાજી. (૨) ઉછાળી નાખવું; પૈસા વેરી નાખવા. (૩) સ્પર્ધા; હરીફાઈ.

**ઉછંગ**, પુ (सं. उत्संग. ઉ. ) ખોળો. [ ખાંકવું.

**ઉછંગી**, વિ. ઉછંગનું; ખોળાનું;

**ઉછાળણી**, જુઓ ઉછળામણી.

**ઉછાળનાર**, વિ. હરરાજી કરનાર.

**ઉછાળવું**, સ. ક્રિ. ઉંચે ફેંકવું. (૨) તળે ઉપર કરવું. (૩) ઉડાવી દેવું. (૪) ખરચવું; વાવરવું. [ કરાવવું.

**ઉછાળાવું**, ક્રિ. પ્રે ઉછળે એમ

**ઉછાળીઆં**, ન. ઉછળે એમ કરવું તે. (૨) અરબાદ કરવું તે.

**ઉછાળીઓદાવ**, પુ. ગીલી-દંડાની રમતનો એક દાવ.

**ઉછાળો**, પુ. (सं. उत्+शल्=ઉછળવું ઉ.) કૂદકો; છલંગ. (૨)આવેશ; હુમલો. (૩) ઉભરો; ખારી. 'ઉછાળો મારવો'=રોગનું ફરી પ્રકટ થવું.

**ઉછાંછળું**, વિ. ( सं. उच्छृंखल ઉ. ) ઉદ્ધત; અવિચારી. (૨) છાછરા પેટનું. (૩) સાહસિક.

**ઉછીતું**, વિ. (सं उत्+श्रि ઉ. उच्छ्रित=ઉભું કરેલું ) ઠુંકે વાયદે મેળવેલું. 'ઉછીનાની મા મોઇ'=ઉછીનું લેવું પડે એવું કંઇ સુધરે નહિ.

**ઉછીનું**, જુઓ ઉછીતું.

**ઉછેદવું**, જુઓ ઉચ્છેદવું.'

**ઉછેદીકું**, જુઓ ઉચ્છેદીઉં.

**ઉછેદીઓ**, પુ. જેનું કોઈ વાલી વારસ ન હોય તે. (૨) એક સાધારણ ગાળ.

**ઉછેર**, પુ. ઉછેરણ; મોટું કરવું તે. (૨) વિ. ઉછેરેલું; મોટું કરાએલું.

**ઉછેરવું**, સ. ક્રિ. (सं. उत्+श्रि=વધવું–ચડવું ઉ ) મોટું કરવું. (૨) સંવર્ધન કરવું. (૩) કેળવવું.

**ઉછેરાવનાર**, ન. મોટું કરનાર.

ઉછેરાવવું, સ. ક્રિ. મોટું કરાવવું.

ઉછેરાવું, અ. ક્રિ. એની મેળે મોટું થવું.

ઉજડ, વિ. ( सं. उत्+जल= ઉડી ગએલા જળવાળું ) નિર્જળ; નિર્જન; શૂન્ય. (ઝાડ પાન વગરનું તે વેરાન અને જીવંત પ્રાણી વગરનું તે ઉજડ). 'ઉજડ ખંખ'=વસ્તી વગરનું ને સૂનું. ( ૨ ) રેતીનું રણ હોય તેવું. 'ઉજડ થવું'= વસ્તી વગરનું થવું; ખેદાનમેદાન થઈ જવું. 'ઉજડ ગામમાં એરંડો પ્રધાન'= જ્યાં સારાં લાયક માણસો ન હોય ત્યાં નિર્ગુણ-મૂર્ખ માણસો પૂજાય છે.

ઉજડનોમ, સ્ત્રી. અસાડ સુદ નોમ; ભડળી નોમ.

ઉજડું, (ઉજાંું-ગું.) ન. ઝાંખું; ચાંખું અજવાળું. (૨) પ્રભાત.

ઉજમ, પુ. ( सं. उत्+यम्= વધવું-ચડવું. उद्यम ઉ.) હોંસભર્યો ઉદ્યમ. (૨) હર્ષ; આનંદ. (૩) મનની ખુશાલી.

ઉજમણી, (ઉજામ ર્ગ), સ્ત્રી. ઉજાણી; મીજબાની. (૨) વ્રતાદિને ઉજવવાની ક્રિયા. [ કરવું તે.

ઉજમણું, ન. વ્રતનું ઉદ્યાપન

ઉજમાવું, અ. ક્રિ. હરખે ભરાવું; આનંદભેર તૈયાર થઇ જવું.

ઉજમાળું, વિ. ઉદ્યમી; કામ ઝડપથી કરી લેનાર. (૨) ઉજમવાળું; હોંસીલું. (૩) સારું; ઉત્તમ.

ઉજર, ન. (આ.) બાનું.

ઉજરડું, ન. (सं. उत्+ज्वल् =બળવું-પ્રકાશવું ઉ.) અજવાળું; અરુણોદય.

ઉજવણી, સ્ત્રી. વ્રતઉદ્યાપનની ક્રિયા; કોઇ પણ વાત યથાયોગ્ય રીતે પાર ઉતારવાનો કાર્યક્રમ.

ઉજવણું, ન. જુઓ ઉજમણું.

ઉજવું, સ. ક્રિ. રોકવું.

ઉજળાઈ, સ્ત્રી. ઉજળી હાલત; સ્વચ્છતા. (૨) ખાનદાની.

ઉજળાટ, પુ. ચકચકાટ; ચળકાટ. (૨) પૈસે ટકે સુખીપણું.

ઉજળામણ, સ્ત્રી. ઉજ્જ્વળતા; ચળકાટ. (૨) ભભકો. (૩) સ્વચ્છતા; સફાઇ (૪) પૈસે ટકે સુખીપણાનો દેખાવ.

ઉજળાશ, સ્ત્રી. ચળકાટ; તેજ.

ઉજળું, વિ. (सं. उत्+ज्वल् =ચળકવું, પ્રકાશવું. उज्ज्वल ઉ.) સફેદ; ધોળું. ( ૨ ) ચળકતું; ચકચકતું. (૩) ખૂબ સાફ કરેલું; સ્વચ્છ; નિર્મળ. (૪) રીતભાતે સુઘડ. (૬) ટાપટીપવાળું. (૭) સુખી; પૈસાવાળું. ઉજળે લુગડે રહેવું=નિષ્કલંક રહેવું.

ઉજાગર, વિ. ( ઉજળું ઉ. ) ચકચકિત; અજવાળનાર. (૨) સુંદર.

ઉજાગરો, પુ (सं. उत्+जागृ= જાગવું ઉ.) જાગવું તે; જાગરણ; ઉંઘ વિનાની હાલત. (૨) ચિંતા.(૩) ભાર.

ઉજાડ, સ્ત્રી. ઉજડપણું; પાયમાલી; નાશ.

ઉજાડણુ, વિ. ઉજડ કરનાર; નાશ કરનાર; નઠારાં પગલાંનું; અપશુકનીઉં.

ઉજાડવું, સ. ક્રિ. ઉજડ કરવું; પાયમાલ કરવું.

ઉજાણી, સ્ત્રી. ઇચ્છાભોજનનો મેળાવડો; જ્યાફત; મિજમાની. [ અજવાળું.

ઉજાર, વિ, ઉજળું; સારૂં. (૨) ન.)
ઉજારો, પુ. અજવાળું.

ઉજાવું, અ. ક્રિ. હરખાવું; હોંશીલા બનવું; ઉમંગમાં આવવું.

ઉજાળવું, સ. ક્રિ. (સં. उत्+ ज्वल्=બળવું ઉ.) અજવાળવું; શોભાવવું. (૨) પ્રતિષ્ઠા વધારવી. (૩) કલ્યાણ કરવું. (૪) ચકચકિત કરવું.

ઉજાશ, પુ. થોડું થોડું અજવાળું ઝાંખો પ્રકાશ. [ કંઇક અજવાળું.

ઉજેશ, પુ. ઝાંખો પ્રકાશ;

ઉજેશદાર, પુ. તેજ; ચકચકાટ. (૨) વિકસિત થઈ રહે એવું; દેદિપ્યમાન.

ઉજ્જન, ન સ્ત્રી. (સં. उज्ज- यिनी ઉ.) માળવાનું રાજનગર– ઉજ્જન, ઉજ્જયિની.

ઉજ્જ્વળ, વિ. ( સં. उत्+ ज्वल्=બળવું ઉ.) ઉજળું; પ્રકાશિત; તેજસ્વી (૨) પૈસે ટકે સુખી. (૩) ખાનદાન; ગુણવાળું; પ્રતિષ્ઠાવાળું.

ઉજ્જ્વળતા, સ્ત્રી. (સં.) ઉજળા- પણું. (૨) સુંદરપણું. (૩) ખાનદાની- પણું. [ નો એક છંદ.

ઉજ્જ્વળાછંદ, પુ. બાર અક્ષર-

ઉઝત, જુઓ ઉઝ્ઝત.

ઉઝની, વિ. તકરારી; આગ્રહી.

ઉઝરડવું, સ. ક્રિ. ઘસરડીને ઉખાડવું; ઉતરડવું; નખથી ત્વચા કે છાલને કાઢી નાખવી.

ઉઝરડાવું, અ. ક્રિ. છોલાવું.

ઉઝરડો, પુ. શરીર ઉપર નખ, કાંટા વગેરે ઘસાવાને લીધે જે લીસોટા પડે તે; કાપો; ઘસારો. [ ક્રિયા કરનાર.

ઉઝવનાર, વિ. ઉજવવાની

ઉઝેડવું, સ. ક્રિ. નખ કરીને ઉખાડવું; વલુરવું; જોરથી ખણવું; ધાર- વાળા હથિયારથી ઘસરડીને કાઢી નાખવું.

ઉઝેડો, જુઓ ઉઝરડો.

ઉઝ્ઝત, સ્ત્રી (અ. હુઝ્ઝત=ઉ- જ્જાઈ ઉ.) જોરથી સામી તકરાર કરવી તે; મમત; આગ્રહ.

ઉટ, ન. (સં.) ઘાસ, પાંદડાં વગેરે.

ઉટકવું, (ઉડકવું), સ. ક્રિ. (સં. उद्+टंक ઉ.) સાફ કરવું; માંજવું.

ઉટકાઈ, સ્ત્રી. ઉટકવાની મજુરી.

ઉટકામણ, ન. (સં. उत्+टंक =उट्टंकन. ઉ. ) ઉટકવાની મજુરી.

ઉટંગ, પ. (સં) उत्+तरंग=લહેર ) કલ્પના; બુટ્ટી. (૧) અટકળ; અનુમાન. (૩) આધાર વગર બાંધેલું અનુમાન. (૪) અફવા.

ઉટજ, ન (સં.) ઝુંપડું.

ઉટણું, (ઉપટણું), ન. શરીર ચોળ- વાની ખુશબોદાર ચાળેલી વસ્તુ.

ઉટવણું,(-પણું), જુઓ ઉપટણું.

ઉટવાવું, અ. ક્રિ., ચોળાવું; ચોપડાવું. [ જપ્પી.

ઉટંગી, વિ. ઉટંગ કરનાર.(૨)

ઉટાંકવું, સ. ક્રિ. ( ટાંક=પૈસો ) તોળવું; વજન કરવું.

ઉટાંકો, પુ. ( સં. ) આશરો બાંધવો તે; અંદાજ; ખડસટ્ટો.

ઉઠાંગ, ન. ( સં. उत्तरंग ઉ. ) આધાર વગરની વાત; થડમૂળ વગરની ગપ્પ. (૨) કલ્પના; અટકળ; શુમાર.

ઉટાંટીઓ, પુ. મોટી ઉધરસ.

ઉટોકુટો પુ. કુશકા; અનાજને ખાંડયા પછી બાકી રહેલાં ફોતરાં વગેરે.

ઉઠ, વિ. સાડાત્રણ, (ઉઠવરસનો)

ઉઠતાંબેસતાં, અ. વારેઘડીએ.

ઉઠબેઠ, સ્ત્રી. વારેવારે ઉઠવું અને વારેવારે બેસવું તે.(૨) અજંપો. (૩) સને-પાત. (૪) વિદ્યાર્થીઓને શિક્ષા કરવાની એક રીત. (૫) તાલીમ-કસરતમાં જોર કરવાની એક રીત. [ સાબ્દ.

ઉઠબેશ,(ઉઠબેસ), જુઓ ઉપલો

ઉઠમણું, ન. (સં. उत्+स्था= ઉભા થવું. उत्थान ઉ.) બેસણું; માણસ મરી ગયું હોય ત્યાં બીજાં માણસોનું શોક નિમિત્તે આવવું. (૨) પાથરણું.

ઉઠવણું, જુઓ ઉઠમણું.

ઉઠવું, અ. ક્રિ. (સં. उद्+स्था ઉપરથી ) ઉભું થવું. (૨) જાગવું; શુદ્ધિમાં આવવું; સાવધ થવું. (૩) નીકળવું; પેદા થવું. (૪) કોઇ પણ કામ કરવાની તૈયારી કરવી. (૫) કામ બંધ કરવું. (૬) એકાએક થઈ આવવું. (૭) નીવડવું. (૮) જવું; ઉતરી જવું. (૯) મરણથી બચવું. (૧૦) પડતી દશા આવવી. (૧૧) છોડી દેવું. (૧૨) વહી જવું; બગડી જવું. (૧૩) ખીલવું.

ઉઠવેઠ, સ્ત્રી. ઉઠવા વગેરેની મહેનત.(૨) સંભાળ લેતાં જે દુઃખ પડે તે.

ઉઠાઉ, વિ. ઉઠાવી લઇ જનાર; છુપી રીતે ઉઠાવી લે એવું.

ઉઠાઉગીર, વિ. ઉઠાવવાવાળું; ધુતારું; ચોર. (૨) ઉઠાવી જવાને માટે જાણીતું થએલું.

ઉઠાડવું, સ. ક્રિ.ઉઠે તેમ કરવું. (૨) જમત કરવું. (૩) ખીજવવું. (૪) કાઢી મૂકવું. (૫) છોડાવવું.

ઉઠામણું, જુઓ ઉઠમણું.

ઉઠાવ, પુ. ખપ; ઉપાડ. (૨) ચડાવ; ચડાઈ. (૩) કંઈ. (૪) ચડાવો. (૫) ફૂલવું; ફૂલવું. (૬) બનાવટ. (૭) (૮) દેખાવ. [ચડાઇ.

ઉઠાવણી, સ્ત્રી. ઉશ્કેરણી. (૨)

ઉઠાવણું, જુઓ ઉઠમણું.

ઉઠાવદાર, વિ. ભભકાબંધ; અસરકારક. (૨)ઉઠાવો કરનાર; કલ્પનાઓ ચલાવનાર.

ઉઠાવવું, સ. ક્રિ. ઉંચકવું; ઉપા-

કવું. (૨) ચોરવું. (૩) (પુષ્કળ) જમવું. (૪) ચલાવવું; ઉભું કરવું. (૫) જમાવવું. (૬) કરવું; બજાવવું. (૭) માથે લઇ લેવું.

**ઉઠાવો**, પુ. કલ્પના; મનની બનાવટ.

**ઉઠાં**, ન. સાડાત્રણના આંક; ઉઠાંના ગડીઆ.

**ઉઠાંતરી**, (ઉઠાંત્રી), સ્ત્રી. ઉઠવું. (૨) બીજે મુકામે જવું ને ઉપડવું. (૩) ત્યાગ કરવો. [ વાળવું.

**ઉડકવું**, સ. ક્રિ. માંજવું; અજવાળવું.

**ઉડકાવવું**, સ. ક્રિ. પ્રે. અજવાળાવવું.

**ઉડગણ**, પુ. (સં. उडु=તારા +गण=સમૂહ ઉ.) તારાઓનો સમૂહ; નક્ષત્રગણ (૨) પરિવાર; મંડળ.

**ઉડણ**, વિ. (સં. उड्डयन= ઉડવું ઉ.) ઉડે તેવું; ઉડવાની શક્તિવાળું.

**ઉડણઘો**, સ્ત્રી. કાકીડાના વર્ગનું એક નાનું જંગલી પ્રાણી; ચંદનઘો.

**ઉડણઘોડો**, પુ. હવામાં અદ્ધર ઉડે એવો ઘોડો; બહુજ ચપળ અને ઝડપથી ચાલનારો ઘોડો. (૨) તાંત્રિક ઘોડો; ઉડણપાવડી.

**ઉડણદંડ**, પુ. ઉડવાની શક્તિવાળો તાંત્રિક દંડ. [ એવો દાવ.

**ઉડણદાવ**, પુ. અદ્ધરથી લેવાય

**ઉડણશેઠ**,(-સડો), જુઓ ઉડાન ચેક.

**ઉડતાળીશ**, વિ. ચાળીશ ને આઠ.

**ઉડતું**, વિ. ઉડે તેવું. (૨) આધાર વગરનું; ખોટું. (૩) અસ્થિર; ચલિત. (૪) બહુજ ચતુર.

**ઉડદ**, પુ. અડદ; મગથી જરાક મોટા દાણાનું કઠોળ.

**ઉડબંગ**, વિ. (हिं) કહીએ કંઇ અને કરે કંઇ એવું; ચસકેલા મનનું; મનસ્વી. (૨) પોતાનાજ વિચારમાં લીન.

**ઉડમુડ**, વિ. ઉંધું ઘાલીને પોતાનું કામજ કર્યે જાય એવું; એક ઇંદ્રિયના જ્ઞાનવાળું.

**ઉડવું**, અ. ક્રિ (સં. उद्+डी= ઉડવું.) હવામાં અદ્ધર રહી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું. (૨) હલકી વસ્તુનું હવામાં ફરફરવું. (૩) હવામાં છેકું કાપવું. (૪) જોરથી ચાલવું; દોડવું. (૫) ઉછળવું. (૬) નાસી જવું. (૭) માથે આવેલી વાત ખોટી ઠરવી. (૮) કૂદવી કે શૂરથી કામ કરવું. (૯) ધસારો કરવો. (૧૦) ફીકું પડવું; જતા રહેવું. (૧૧) વપરાઇ–ખપી જવું. 'ઉડતી બલા'=અણધારી આફત.

**ઉડાઉ**, વિ. (સં. उड्डयन= ઉડવું ઉ.) ખરચાળ; ખરાબ માર્ગે ધન ઉડાડી દેનાર. (૨) ઝુલા હાથનું.

**ઉડાઉડ**, સ્ત્રી. દોડાદોડ. (૨) અવ્યવસ્થા. [ અવ્યવસ્થા.

**ઉડાઉડી**, સ્ત્રી. અંધાધુંધી;

ઉડાઉપણું, ન. ખરચાળપણું; અવિવેકે ખરચ કરી નાખવાનો સ્વભાવ.

ઉડાડવું, જુઓ ઉડાવવું.

ઉડાણ, (સં.) ઉડવાની રીત. (૨) ઉડતું હોય એવી ઝડપે ચાલનાર.

ઉડાન, ન. (સં. उड्डयन ઉ.) ઉડવાની રીત; ઉડવું તે. (૨) વિ.ઝડપી; ઉતાવળીઉં.

ઉડાનઘોડો, પુ. ઉડતો હોય એમ ઉતાવળો ચાલનાર ઘોડો; પવનવેગી ઘોડો. (૨) વિ. ઉતાવળે હીંડનાર.

ઉડાનશેહ, સ્ત્રી. શેતરંજની રમતનો એક દાવ. [ એમ કરાવરાવવું.

ઉડાવરાવવું, સ. ક્રિ. પ્રે.ઉડાવે

ઉડાવવું, સ. ક્રિ. ઉડે તેમ કરવું. (૨)આમતેમ સમાવવું. (૩)વાપરી નાખવું. (૪) સારી પેઠે ખાવું. (૫) ચગાવવું. (૬) મશ્કરી કરવી. (૭) ફેલાવવું.

ઉડુ, પુ. (સં.)નક્ષત્ર; તારા; ગ્રહ.

ઉડુપતિ, પુ. (સં.) ચંદ્રમા.

ઉડુરાજ, પુ. (સં.) ઉડુગણોનો સ્વામી; ચંદ્ર.

ઉડેલ, વિ. જેના વિચાર વારેવારે ફર્યા કરતા હોય એવું.(૨) ફાટેલું.(૩) નઠારૂં.

ઉડેલું, વિ. ફાટેલું; અસ્થિર મનનું. (૨) ઉંચે ચડેલું.

ઉઢણ, ન. ઉઢાણી; માથાને ભાર લાગે નહિ તે માટે લુગડાને ગોળ વીંટાળી માથાની ઉપર મુકવામાં આવે છે તે.

ઉઢરણી, સ્ત્રી નાનું ગુંથેલું ઉઢણ; ઉઢારણું; ઉઢાણું; ઉઢેણું; ઇંઢોણી.

ઉઢાણી,સ્ત્રી. ઉઢરણી;ભાર માથે લેતાં પહેલાં ઘાસ અથવા લુગડાનો માથે મૂકવાનો વીંટલો;ઇંઢેણી; ઉઢાણ;ઇંઢોણી.

ઉણપ, સ્ત્રી. ( સં. ऊन=ઓછું ઉ.) ઓછાપણું; ખોટ; બાકી. [ ઉણપ.

ઉણમ, સ્ત્રી. ઓછાપણું; ઘટ;

ઉણાપણું,ન.ઉનતા; ઓછાપણું.

ઉણાશ, સ્ત્રી. ઉણપ.

ઉણું, ન. ( સં. ऊन=ઓછું ઉ.) ઓછું. (૨) વાંધો; વાંક.(૩) વિ.પૂર્ણ નહિ ભરાએલું એવું; અપૂર્ણ.

ઉત્, અ. ( સં. ) ઉંચું; ઉપર; બહાર.

ઉતકંટો, પુ. (સં. उत्कंटक) ઉભા કાંટાવાળો એક જાતનો છોડ; કાંટાસેળીઓ.

ઉતડવું, સ. ક્રિ. ( સં. उद्+तड्=મારવું, ચીરવું. ઉ. કિંવા उद्+तृ=કાઢી લેવું, ખેંચી લેવું ઉ.) જોરથી ઉખાડી-ખેંચી-તોડી લેવું; ઉતરડવું. (૨) ઉકેલવું.

ઉતપત, વિ. (સં. उद्+पत्= બહાર આવવું; જનમવું. ઉ.) જનમેલું; પેદા થયેલું.

ઉતપતવું, અ. ક્રિ. (સં. उद्+पत्=બહાર જવું ) બહાર નીકળી પડવું; જવું.

**ઉતરચડ**, સ્ત્રી. વારંવાર ચડવું ઉતરવું તે.(૨)જડું પાતળું; ભારે હલકું.

**ઉતરડ**, સ્ત્રી. (ઉતરતી ઉતરતી =નાની નાની થતી જતી અને ચડતી તે.)એક પછી એક નાનાં નાનાં વાસણની ગોઠવણ.

**ઉતરડવું**, સ. ક્રિ. ( સં. उद्+ तॄ=ફાડી લેવું, ખેંચી-ઉખાડી-ઉકેલી લેવું.) ઉકેલવું; ઉખેડવું.

**ઉતરડાવવું**, સ. ક્રિ પ્રે. ઉતરડે એમ કરાવવું; ખેંચી નખાવવું.

**ઉતરડાવું**, અ. ક્રિ. ચીરાવું; ફાટવું (૨) ઉકરી જવું.

**ઉતરડીઉં**, ન. ઉતરડ કરવાનું વાસણ (૨) મુઝાર (૩) વિ ઉતરડ સંબધીનું.

**ઉતરડી નાખવું**, સ. ક્રિ. તોડી -ચીરી નાખવું. (૨) ઉકેલી નાખવું.

**ઉતરણ**, (ઉતરાણ), ન. સ્ત્રી. ઉતાર;ઉતરતા ઢોળાવવાળો માર્ગ; ઢોળાવ ઉતરવાનું જે તે. (૨) પાર; ઉતાર. (૩) એક જાતનો વેલો.

**ઉતરતી**, વિ. પડતી. ( )નબળી હાલત. (૩) મૂળ સંખ્યામાં ઓછી થતી એવી. (૪) ઘડપણવાળી (ઉમ્મર).

**ઉતરતીભાંજણી**, સ્ત્રી. ભારે કિંમતની સંખ્યાને ઓછી કિંમતની સંખ્યાનું રૂપ આપવાની રીત.

**ઉતરતીશ્રેઢી**, સ્ત્રી. જે હારમાં એક પછી એક ઉતરતી સંખ્યાની રકમો મૂકાય છે તે. (ગણિતની એક રીત.)

**ઉતરતું**, વિ. ઘટતું; ઓછું થતું. (૨) નીચાણ તરફ જતું. (૩) અસ્ત તરફ-પરિણામ તરફ જતું. (૪) હલકું; નરસું; નઠારૂં.

**ઉતરવું**, અ. ક્રિ. (સં. उद्+तॄ =બહાર-પાર જવું. ઉ.)ઉપર થઈને જવું; પાર જવું. (૨) ઉપરથી નીચે જવું (૩) કમી થવું. (૪) મુકામ કરવો. (૫) ગુણ વગેરેનું કમી થઇ જવું. (૬) બરાબર થવું. (૭) ઉત્પન્ન થવું. (૮) સમજવવું. (૯) ઘડાવું. (ઘાટમાં.) (૧૦) ચીતરાવું. (૧૧) ભાગી જવું. (૧૨) અપ્રિય થઈ જવું. (૧૩) તૈયાર થવું.

**ઉતરાણ**, સ્ત્રી. ( સં. उत्तर+ अयन ઉ.) ઉત્તરાયણ; મકરસંક્રાંતિ; સૂર્યનું ઉત્તર તરફના રાશિચક્રમાં જવું. ( ૨ ) મકરસંક્રાંતિને દિવસે પાળવામાં આવતો તહેવાર. (૩) ન. ઉતાર.

**ઉતરાતું**, વિ. ( સં. उत्तरतः ઉ.) ઉત્તર તરફનું. [ એમ કરાવવું.

**ઉતરાવરાવવું**, સ. ક્રિ. ઉતારે

**ઉતરાવવું**, સ. ક્રિ. ઉતરે એમ કરાવવું. (૨) નીચે ઉતારવું. (૩) ચીતરાવવું. (૪) ઘાટ કરાવવો. (૫) ધાર કઢાવવી. (૬) નકલ કરાવવી. (૭) મુંડાવવું. (૮) ઘડાવવું. (૯) મનમાં ઠસાવવું. પાણી ઉતરાવવું=ઘણો શ્રમ આપવો; પજવવું. (૨) આછીછ કરાવવી.

ઉતરાવું, ક્રિ. ઉતરે એમ કરવું.

ઉતરી, સ્ત્રી. ગળામાં પહેરવની સોનાની સાંકળી-કંઠી.

ઉતરીઆવવું, ક્રિ. પરંપરાએ પેદા થવું; નીકળી આવવું; જનમવું.

ઉતરીજવું, ક્રિ. બગડી જવું; સ્વાદહીન થવું. (૨) ખસી જવું. (૩) ફીકું પડી જવું.

ઉતરીપડવું, અ. ક્રિ. ગુસ્સે થવું; તપી જવું. (૨) હલકાઇ કરવી.

ઉતરેડ, જુઓ ઉતરડ.

ઉતરેલું, વિ. નીચે આવેલું. (૨) ઓળંગી ગયેલું. (૩) સ્થાનભ્રષ્ટ થયેલું (૪) ખરાબ થયેલું. (૫) અપ્રિય થયેલું. (૬) તૈયાર થયેલું. [ જવું; ઉતીજવું

ઉતવું, અ. ક્રિ. વાંકુંચુંકું થઇ

ઉતળું, વિ (સં.ઉત્=ઉંચુ+તલ=તળીઉં ) છાછરા તળીઆવાળું; છાછરું; છાલકું. [ ઉંચું ઉ.) ઉંચું; ઊભું; ઉલેડું.

ઉતંગ, વિ. ( સં. उत्+तंग=

ઉતાપ, પુ. ( સં. उत्ताप ઉ. ) તાપ; ધામ. (૨) ચિંતા. (૩) સંતાપ; પીડા. (૪) ઠડાપો; બળાપો.

ઉતાપો, પુ. (સં. उत्ताप ઉ.) ધામ; તાપ. (૨) ચિંતા. (૩) સંતાપ. (૪) ક્ડાપો.

ઉતાર, પુ. (સં. उद्+तृ ઉ.) પાણીનું ઊતરી જવું; ઓટ. (૨) પ્રતિક્રિયા. (૩) આથેથી ઉતારેલું તે. (૪) ઉતારવાનું ભાડું. (૫) દરદ વગેરેનો બોજો ઓછો થવા માંડવો તે. (૬) હલકટ; જેનું કોઇ નામ ન દે એવું-ખરાબ.

ઉતારણ, ન. ઉતારવું તે. (૨) ઉતારવાની મજુરી. (૩) વિ. ઉતારનાર.

ઉતારત, ઉધારત, ( સં. ) ઉદાહરણનું; દાખલા તરીકે.

ઉતારવું, સ. ક્રિ. પાર લઇ જવું. (૨) નીચે આણવું. (૩) નકલ કરવી. (૪) ઘાટ કાઢવો. (૫) મુંડાવવું. (૬) ભાવે ફેરવી લઇ લેવું. (૭) નીચે મૂકવું (૮) ઓછું કરવું. (૯) અસર કમી કરવી. (૧૦) અમુક ભાવે ઠરવું. [ એમ કરાવવું.

ઉતરાવવું, સ. ક્રિ. પ્રે. ઉતારે

ઉતારીપાડવું, સ. ક્રિ. તોડી પાડવું. (૨) વજન ઘટાડી દેવું. (૩)પાયરી ઉતારવી.

ઉતારીલેવું, સ. ક્રિ. લઇ લેવું; કાઢી લેવું. (૨) હરી લેવું. (૩) પૂરું કરી લેવું. (૪) વીણી લેવું. [ બેસનાર.

ઉતારુ, વિ. ઉતરનાર; મુસાફર;

ઉતારેલું, વિ. નીચે આણેલું; પાર લઇ જવાયેલું; અમુક ઘાટ કરાએલું; નીચે મૂકેલું. [ નકલ; પ્રતિકૃતિ.

ઉતારો, પુ. મુકામ; પડાવ;

ઉતાવળ, સ્ત્રી. ( સં. उत्ताल= મૃદંગ. ઉ. ) ત્વરા; ઝટ કરવું તે.

ઉતાવળીઉં, વિ. ઉતાવળે કામ કરનારું; કોઇ પણ કામમાં નકામા વખત

ન જવા દે એવું. (૨) આતુર; ગામરું; બાવરું.

ઉતાવળું, વિ. ઉતાવળવાળું; અધીર. (૨) ચટપટીઉં; વહેલુંવહેલું.

ઉતેડવું, જુઓ ઉતરડવું; ઉતેડવું.

ઉત્કટ, વિ. (સં. उद्+कट= આવરણ) તીવ્ર; ઉગ્ર. (૨) વિષમ. (૩) પ્રબળ.

ઉત્કર્ષ, પુ. (સં. उत्+कर्ष) અતિશય. (૨) વૃદ્ધિ; ઉદય; ચડતી; આબાદી. [ એવું; ઉત્કર્ષકારક.

ઉત્કર્ષક, વિ. (સં.) ઉત્કર્ષ કરે

ઉત્કલ, પુ. એક દેશ. (ઓઢીય.)

ઉત્કંઠા, સ્રી. (સં.) અતિશય ઇચ્છા; આતુરતા; અધીરાઇ.

ઉત્કંઠિત, વિ. (સં.) અતિ આતુર; અતિશય ઇચ્છાવાળું; હોસભર્યું.

ઉત્કંઠિતા, સ્રી. (સં.) ઉત્કંઠાવાળી સ્રી; પતિને માટે અત્યંત આતુર એવી નાયિકા; અધીરી.

ઉત્કંપ, પુ. (સં. उत्+कम्प) ધ્રુજારી; ઉતાવળ. [ મનવાળી.

ઉત્કા, સ્રી. (સં.) ઉંચા

ઉત્કૃષ્ટ, વિ. (સં.) ઉત્તમ; શ્રેષ્ઠ; સારું.

ઉત્ક્રમ, પુ (સં.) ઉલટો ક્રમ; ઉપર જવું; ફુદી જવું; ઉલટી રીત; નિયમનું ઉલ્લંઘન. [ ઉલ્લંઘન.

ઉત્ક્રમણ, ન. (સં.) અતિક્રમણ;

ઉત્ક્રાંત, વિ. (સં. उद्+क्रम्= જવું. ઇ.) ઉપર થઇને ગએલું; ઓળંગી ગએલું.

ઉત્ક્રાંતિ, સ્રી. પ્રકટીકરણ; વિકાસ.

ઉત્ક્ષેપણ, ન. (સં. उद्+क्षिप्= નાખવું ઇ.) નાખવું; ફેંકવું; ઉખાડી નાખવું. (૨) ઉપણવું. (૩). મોટો વીંઝણો.

ઉત્ખાત, વિ. (સં. उत्+खन्= ખોદવું ઇ.) ખોદેલું; ઉખાડેલું; ઉથાપેલું. (૨) વિદારિત.

ઉત્તમ, વિ. (સં.) સહુથી ચડીઆતું.

ઉત્તમગતિ, સ્રી. (સં.) મુઆ પછી સારી ગતિએ જવું તે; મુક્તિ.

ઉત્તમતા, સ્રી. (સં.) સહુથી સારાપણું.

ઉત્તમપદ, (સં.) શ્રેષ્ઠ સ્થાન; ઉચ્ચાવર્ગ. (૨) સ્વર્ગ. (૩) મોક્ષ; મુક્તિ.

ઉત્તમપુરુષ, પુ. (સં.) પુરુષોમાંમાં સારામાં સારો પુરુષ તે. (૨) (વ્યાકરણમાં) પહેલો પુરુષ.

ઉત્તમશ્લોક, વિ. (સં. उत्तम+श्लोक=કીર્તિ) સારામાં સારી ખ્યાતિવાળું; સુવિખ્યાત.

ઉત્તમા, સ્રી (સં. उत्+तम+आ) બહુજ સારી સ્રી; કાવ્યશાસ્રમાં વર્ણવેલી નાયિકાઓમાંની સરસ નાયિકા; પ્રતિકૂળ પતિ તરફ પણ હિતકારિણી રહેનારી સ્રી.

ઉત્તમાંગ, ન. (સં. उत्तम+अंग ઇ.) ઉત્તમ અંગ; મસ્તક. (૨) મુખ. [ ઉત્તમ; સરસમાં સરસ.

ઉત્તમોત્તમ, વિ. (સં.) ઘણુંજ

ઉત્તર, સ્ત્રી. (सं. उत्तरा ઉ.) સૂર્યની સામે-પૂર્વ દિશાએ મુખ કરીને ઉભા રહેતાં ડાબા હાથ તરફ જે બાજુ રહે છે તે; ઉત્તર દિશા.

ઉત્તર, પુ. ન. (સં) કોઈ કંઈ પૂછે તેને સામું જે કંઈ કહેવામાં આવે તે; જવાબ; પુરાવામાં જે કંઇ કહેવું તે. (૩) શબ્દ: વચન; વાક્ય. (૪) (ગણિત-શ્રેઢીમાં) બે સંખ્યાનું વચમાનું અંતર

ઉત્તર, પુ. વિરાટ રાજાનો પુત્ર

ઉત્તર, વિ. (સ.)આગલું;બાકીનું.

ઉત્તરઅક્ષાંશ, પુ. (सं. उत्तरन अक्ष+अंश) વિષુવવૃત્તની ઉપર-ના અક્ષાંશ. [ પાછલો ભાગ, ઉપસંહાર.

ઉત્તરકથા, સ્ત્રી. (સં) કથાનો

ઉત્તરકાળ, પુ. (સં.) આવતો વખત. (૨) જીંદગીનો પાછલો ભાગ.

ઉત્તરકુરુ, પુ. (સં.) જંબુદ્રીપ-માંનો એક દેશ. [ ઉત્તરનો દેશ.

ઉત્તરકોશલ, પુ (સં.) અયોધ્યાની

ઉત્તરક્રિયા, સ્ત્રી. (સં.) મરણ પછી જે ક્રિયાઓ કરવામાં આવે છે તે: અંતિમ ક્રિયા; દાડો.

ઉત્તરદિશા,સ્ત્રી.(સં.)જુઓઉત્તર

ઉત્તરધ્રુવ, પુ. (સં.) પૃથ્વીના આંસનો ઉત્તર તરફનો છેડો. (૨) પૃથ્વીની ઉત્તર દિશાએ આકાશમાં સ્થિર દેખાતો તારો.

ઉત્તરધ્રુવપ્રદેશ, પુ. (સં.) પૃથ્વી ની ધરીના ઉત્તર તરફના છેડા નજીકનો પ્રદેશ

ઉત્તરપક્ષ, પુ. (સં.) બચાવ-પક્ષ; પ્રતિવાદીનો પક્ષ; ઉત્તર કે નિર્ણય આપનારનો પક્ષ (૨) જવાબ. [ વાક્ય.

ઉત્તરપદ, ન. (સં.) પાછલું

ઉત્તરપૂજા, સ્ત્રી. સં.) દેવ વગેરે-ની છેલ્લી પૂજા.

ઉત્તરભાગ, પુ (સં.) પાછળનો-છેવટનો ભાગ.

ઉત્તરમીમાંસા, સ્ત્રી. (સં.) મીમાંસા શાસ્ત્રનો પાછલો ભાગ; વેદાંત. (મીમાંસા શાસ્ત્રના બે ભાગ છે: પૂર્વ-મીમાંસા અને ઉત્તરમીમાંસા)

ઉત્તરરાગિણી,સ્ત્રી (સં.)પાછલી રાતે ગાવાનો રાગ.

ઉત્તરરાત્ર, સ્ત્રી. (સં.) મધ્ય-રાતથી તે સવાર સુધીનો વખત; પાછલી રાત.

ઉત્તરરામચરિત, ન. (સં.) કવિ વર ભવભૂતિ પ્રણીત એક કરુણરસપ્રધા-ન સંસ્કૃત નાટક. (એમાં રામના ઉત્તર ચરિત્રની વાત છે) [ ઘડપણ

ઉત્તરવય, સ્ત્રી. (સં.) વૃદ્ધાવસ્થા;

ઉત્તરવયસ્ક, વિ. (સં.) ઘરડું;વૃદ્ધ.

ઉત્તરવ્યવસ્થાપત્ર, ન. (સં.) મરણ પછી પોતાની મીલકતની વ્યવસ્થા કરવા સંબંધીનું લખાણ; વીલ; વસિ-યતનામું. [ થી કામ આવે એવું સાધન

ઉત્તરસાધન, ન. (સં.) પાછળ-

**ઉત્તરા**, સ્ત્રી. (સં.) વિરાટની ધી; અભિમન્યુની સ્ત્રી. (૨) એ નામનું નક્ષત્ર. (૩) ઉત્તર દિશા.

**ઉત્તરાફાલ્ગુની**, સ્ત્રી. (સં.) સત્તાવિશ નક્ષત્રોમાંનું બારમું નક્ષત્ર.

**ઉત્તરાધિકાર**, પુ. (સં. उत्तर+અધિ+कृ=કરવું ઉ.) પાછળથી મળતો હક; ભવિષ્યમાં જે અધિકાર મળતો હોય તે. [ અધિકારી; વારસ.

**ઉત્તરાધિકારી**, પુ. (સં.) પછીનો

**ઉત્તરાભાદ્રપદા**, સ્ત્રી. (સં.) છવીસમું નક્ષત્ર

**ઉત્તરાભિમુખ**, અ. (સં.) ઉત્તર તરફને મોઢે; ઉત્તર તરફ મુખ રહે તેમ (૨) વિ. ઉત્તર તરફ જેનું બારણું પડતું હોય એવું (મકાન)

**ઉત્તરાયણ**, ન (સં. उत्तर+અયન ઉ.) ઉત્તર તરફ સૂર્યનું જવું. (૨) મકરસંક્રાંતિ. (૩) વાયુનું ઉત્તર તરફ વહેવું.

**ઉત્તરાર્ધ**, ન. (સં. उत्तर+अर्ध ઉ.) પાછલો અથવા પાછલો ભાગ (૨) પૃથ્વી. ઉત્તર દિશા તરફનો ભાગ.

**ઉત્તરાલંકાર**, પુ. (સં. પ્રશ્ન+ઉત્તરમાં કંઈક વધારે કહેલું તે; ભાષાનો એક અલંકાર.

**ઉત્તરાષાઢા**, સ્ત્રી. (સં.) એક નક્ષત્ર.

**ઉત્તરીય**, ન. (સં.) ઉપવસ્ત્ર; ગવસ્ત્ર; ઉપરણી (ઓઢણી).

**ઉત્તરોત્તર**, (સં.) ક્રમાનુસાર; એક એકની પછી વધતાં વધતાં; આગળ આગળ.

**ઉત્તાન**, વિ. (સં. उद्+तन्=ખેંચવું ઉ.) આકાશ તરફ મોં રાખેલું એવું; ચત્તું. [મનુનો પૌત્ર; ધ્રુવજીનો બાપ.

**ઉત્તાનપાદ**, પુ. (સં.) સ્વાયંભૂ

**ઉત્તીર્ણ**, વિ. (સં. उद्+तॄ=તરવું.) નદી પાર ઉતરેલું; પસાર થઈ ગયેલું.

**ઉત્તુંગ**, વિ. (સં. उत्=અત્યંત +તુંગ=ઉંચું) ઉચ્ચ; ભારે; ભરાઉ; લાંબું ને ઉંચું. [ અભિમાનયુક્ત;

**ઉત્તુંગતા**, સ્ત્રી (સં.) ઉચ્ચતા;

**ઉત્તેજક**, વિ. (સં.) ઉત્તેજનકારક. (૨) ઉત્સાહ ઉત્પન્ન કરે એવું. (૩) ઉદ્દીપક

**ઉત્તેજન**, ન. (સં. उद्+तेज ઉ.) ઉત્સાહ; હોંસ. (૨) ઉશ્કેરણી, પુષ્ટિ.

**ઉત્તેજવું**, સ. ક્રિ. ઉત્તેજન આપવું; ઉશ્કેરવું; ફુલાવવું.

**ઉત્તેજિત**, વિ ઉત્સાહિત; ઉશ્કેરેલું; ચડાવેલું (૨) ટેકો કે આશ્રય આપેલું.

**ઉત્થાન**, ન. (સં. उद्+स्था= ઉભા થવું ઉ.) ઉભા થવું. (૨) ઠાઠ. (૩) ઉદ્યોગ. (૪) ઉત્સાહ. (૫) ટેકો (૬) કારણ

**ઉત્થાપક**, વિ. (સં. उद्+स्था ઉ.) ઉથલાવી નાખનાર; ઉખાડનાર. (૨) ઉત્થાપન કરનાર; ઉભું કરનાર.

**ઉત્થાપન** ન. (સં. उद्+स्था

ઉ. ) ઉત્ખું કરવું; ઊકાડવું; ઉખાડી નાખવું (२) સૂઇ ઉઠવું.

**ઉત્થાપવું**, સ. ક્રિ. (સં उद्+स्था ) ઊઠાડવું; જગાડવું. (२) ઉખાડવું; ઉઠાડી નાખવું.

**ઉત્પત્તિ**, સ્રી. ( સં. उत् + पत् ઉ ) ઉત્પન્ન થવું; પેદા થવું; ઉદ્ભવ; જન્મ. (२) બહાર આવવું; ઊગવું. પેદાશ.

**ઉત્પત્તિશાસ્ત્ર**, ન. (સં.) ઉત્પત્તિ કેમ ને કેવી રીતે થાય છે તેને લગતું વિજ્ઞાન.

**ઉત્પત્તિસ્થાન**, ન. (સં.) ઉત્પન્ન થવાનું ઠેકાણું; જન્મસ્થાન. (२) પેદાશનું ઠેકાણું.

**ઉત્પન્ન**, વિ. (સં. उद्+पद्) ઊગેલું; જન્મેલું. (२) ન. પેદાશ; નફો; ફાયદો. (૩) નીપજ; પાક; મહેસુલ. (૪) આવક; કમાઈ.

**ઉત્પન્નભક્ષી**, વિ. (સં.) ઉત્પન્ન થતું હોય તેટલું ખાઇને રહેનાર; રળે ને ખાય એવી સ્થિતિનું; ગરીબ.

**ઉત્પન્નવિનાશી**, વિ. (સં.उत्पन्न+विनाश+ई) ઉત્પન્ન થતાંવેંત જ નાશ પામનારું; ક્ષણભંગુર. [કમળ; પદ્મ.

**ઉત્પલ**, ન. (સં. उत्पल )

**ઉત્પલાક્ષી**, સ્રી. (સં. उत्पल+अक्ष+ई=આંખ) કમળના જેવી આંખોવાળી (સ્રી); કમલાક્ષી.

**ઉત્પાત**, પુ. [સં. उद् + पत्= પડવું. ઉ.) ઓચીંતું આવી પડનાર; દુઃખ; સંકટ. (२) તોફાન; બંડ. (૩) ધાંધલ (૪) અમંગળ.

**ઉત્પાતીઉં**, વિ. ઉત્પાત કરે એવું તોફાની. (२) મસ્તીખોર. (૩) અપશુકનિઆળ. (૪) જંપીને બેસે નહિ એવું

**ઉત્પાદક**, વિ. (સં.) ઉત્પાદ કરનાર; પેદા કરનાર. (२) ઈશ્વર.

**ઉત્પાદન**, ન. [સં. उद्+पद् ઉત્પન્ન થવું ઉ ) ઉત્પન્ન કરવું તે; પેદાશ (२) ફળ.

**ઉત્પીડન**, [સં. उद् + पीड् પીડવું ઉ.) પીડા કરવી; સ્પર્ધા; હરિફાઇ; ચડસાચડસી.

**ઉત્પ્રેક્ષા**, સ્રી. (સં. उद्+प्र ईक्ष्=જોવું ઉ. ) સરખામણી; ઉપમાસ ભાવના.

**ઉત્પ્રેક્ષિત**, વિ. (સં. उद्+प्र ईक्ष=જોવું ઉ. ) ઉત્પ્રેક્ષા કરાએલું.

**ઉત્સર્ગ**, પુ. (સં.) ખોળો; અંક (२) તળેટી; કટક; પાર્શ્વ ભાગ.

**ઉત્સર્ગ**, પુ ન. ( સં. उद् सृज् , તજી દેવું; ત્યાગ; દાન. (२) અર્પણ કરવું; નિવેદન.

**ઉત્સર્જન**, ન. (સં.) ત્યાગ; અર્પણ; દાન. (२) છ માસે કરવામાં આવતી એક વૈદિક ક્રિયા.

**ઉત્સવ**, પુ. (સં.) ગાઇ બજાવીને મોજ કરવી; આનંદનો મેળ. ઓચ્છવ.

ઉત્સારક, પુ. (सं. उद्+सृ= દૂર કરવું ઉ.) ખસેડનાર; દૂર કરનાર. (૨) પુ. દ્વારપાળ.

ઉત્સાહ, પુ. (सं. उद् + सह्= ...ન કરવો ઉ.) કામ કરવાનો ઉમળકો; ...લકંઠા. (૨) આનંદ; હર્ષ. (૩) વીર...સનો એક સ્થાયી ભાવ.

ઉત્સાહભંગ, પુ. (सं) મનો...ભંગ; નાહીંમત થવું; નાઉમેદી.

ઉત્સાહવંત-વાળું, વિ. હોં...સવાળું; ઉમંગી.

ઉત્સાહી, વિ. ઉત્સાહવાળું.

ઉત્સુક, વિ. (सं. उत्+सू ઉ.) અધીરું; ઉતાવળું; આતુર (૨) હોંશી...લું; ઉમંગી. [ અધીરાઇ.

ઉત્સુકતા, સ્ત્રી. (સં.) આતુરતા;

ઉથમીજીરું, ન. જીરાની એક જાત.

ઉથલપાથલ, સ્ત્રી (प्रा.हे.उत्थ-ल्लणम्. ઉ.) તળે ઉપર થઈ જવું; ...રફારી; પરિવર્તન.

ઉથલવું, અ. ક્રિ. (सं. उद्+ स्थल्=ચળવું-ફરવું.ઉ.) ઉથલી પડવું; ...ધું પડવું; પાછું પડવું.

ઉથલાવવું, સ. ક્રિ. ફેરવવું. (૨) બદલવું. [ ઉથલાઇ જવું.

ઉથલીપડવું, અ. ક્રિ. ગબડી જવું;

ઉથલો, પુ. આરંભ કે ઉપસં...હારની કડી. (૨) ફરીને મંદવાડ થઇ આ...વવો. (૩) સામો જવાબ આપવો. (૪) ઉલટાવીને જવાબ દેવો. [ મારવી.

ઉથાપ, સ્ત્રી. ઉથલો; સામી થાપ

ઉથાપન,ન. (સં.) જુઓ ઉત્થાપન.

ઉથાપવું, સ. ક્રિ ઉલટાવીના...ખવું. (૨)અનાદર કરવો.(૩) સામા થવું.

ઉથામવું, સ. ક્રિ. ઉથલાવવું; ઉચકવું. (૨) મિથ્યા મહેનત કરવી. (૩) તપાસવું. એમ કરવું.

ઉથામાવવું, સ. ક્રિ. પ્રે. ઉથામે

ઉથેવો,પુ.ઘરના છાપરામાંનું દાણું.

ઉથો, પુ. કહોવાણ; સળો; સડો.

ઉદ્, અ. ( એક ઉપસર્ગ ) ઉપર, જુદું, નઠારૂં.

ઉદ, ન. (सं. उदकं ઉ.) ઉદ; પાણી. [ અંબુ; નીર.

ઉદક, ન. (સં.) પાણી; જળ;

ઉદકોદર, ન. (सं. उदक+उ-दर=પેટ ) પાણીથી ભરાઇ ગએલું પેટ; જળોદર.

ઉદગ્ર, વિ. (सं. उद् + अग्र= અણી) ઉંચી અણીવાળું.(૨) ઉંચું;ઉભેડું. (૩) આગળ વધેલું; વૃદ્ધ.

ઉદધિ, પુ (સં.) દરીઓ; સમુદ્ર.

ઉદપાન, ન (સં.) પાણી પીવાનું સ્થાન; હવાડો. (૨) પરબ.

ઉદબત્તી, સ્ત્રી.અગરબત્તી;ધૂપસળી.

ઉદધુરો, પુ. (सं. उद्+क्षुद्र्-

દૂ=પરપોટો) બુદ્બુદ; પરપોટો.

ઉદય, પુ (સં. उद्+इ=જવું) ઊગવું; ઉંચે ચડવું. (૨) ચડતી; આવિર્ભાવ; ઉદ્ભવ; જન્મ.

ઉદયકાળ, પુ (સં) ચડતીનો સમય; શ્રેય થવાનો વખત. (૨) આબાદીનો વખત. (૩) ઊગવાનો વખત.

ઉદયગિરિ, પુ. (સં. उदय+गिरि=પર્વત) જ્યાંથી ઉદય થાય છે તે પર્વત; પૂર્વદિશામાં આવેલો કલ્પિત પર્વત.

ઉદયન, પુ. પાંડવ વંશનો એક રાજા. (૨) સિદ્ધરાજનો મુખ્ય પ્રધાન.

ઉદયાચલ, પુ. (સં. उदय અને अ=નહિ + चल्=હાલવું ઉ.) ઉદયગિરિ; પૂર્વ દિશામાં કલ્પેલો એક પર્વત.

ઉદયાસ્ત, પુ. (સં. उदय+अस्त ઉ) ઉદય અને અસ્ત થવો તે; ચડતીપડતી.

ઉદર, ન. (સં.) પેટ; હોજરી. (૨) જઠરાશય. (૩)ગર્ભાશય (૪) ઉત્પત્તિસ્થાન. (૫) મધ્યભાગ. (૬) પોલાણ. (૭) આજીવિકા.

ઉદરગ્રંથી, સ્રી. (સં.) ગુલ્મરોગ;પેટમાં ગાંઠ થાય એવો રોગ. [વાળાસ્રી

ઉદરણી, સ્રી. સગર્ભા સ્રી;બેજીવ

ઉદરત્રાણ, ન. [સં.उदर+त्रा=રક્ષણ કરવું.] પેટરક્ષક;કમરબંધ,કમરપટો.

ઉદરનિર્વાહ, પુ. (સં. उदर અને निः+वह्=ગુજારો કરવો ઉ.) ઉદરનો નિર્વાહ કરવો તે; ભરણપોષણ

ઉદરપોષણ, ન. (સં. उदर+पुष्=પોષણ કરવું ઉ.) ભરણપોષણ; ઉદરનિર્વાહ.

ઉદરંભરિ, ત્રિ.(સં. उदर અને भृ=ભરવું ઉ.) પેટભરુ; પોતાનું જ પેટ ભરનાર.

ઉદરાવો, પુ. ચિત ;ઠીકર;કાગજ.

ઉદવસ્ત, વિ. ઉજ્જડ;પાયમાલ.

ઉદંબર, પુ. (સં. उदुम्बर ઉ.) ઉંબરો; ઉમરાનું ઝાડ. (૨) એક જાતના બ્રાહ્મણ.

ઉદાત્ત, વિ. (સં. उद् + आ+दा ઉ.) આપવે લેવે ઉદાર મનનું; મોકળા મનવાળું; નિખાલસ. (૨) ઉંચો સ્વર કાઢવો તે; ઉચ્ચસ્વર. [ વાયુ.

ઉદાન,પુ. (સં.)શરીરમાંનો એક

ઉદાર, વિ. (સં. उद्+ऋ=ઉંચે જવું ઉ.) દાનત્યાગશીલ સ્વભાવનું; પ્રાણીમાત્ર પ્રતિ હિતબુદ્ધિવાળું; દાતા; પરોપકારી. [ ઉદારશીલતા.

ઉદારતા, સ્રી. (સં.) ઉદારપણું.

ઉદારત્વ,ન (સં.)ઉદારપણું; ઉદારતા

ઉદારધી (સં.)ઉદાર બુદ્ધિવાળું; છૂટછાટથી વર્તનાર. [ સભાકો

ઉદાલ્ય, ન. ઘટારોપ; ખાલી

ઉદાવજ, પુ. મળમૂત્ર - બંધ થઇ જવાનો રોગ. (૨) પાણીનું વમળ.

ઉદાવર્ત, (સં. उत्+आ+वर्त्= ફરવું. ઉ.) ગોળાનો રોગ; મળ, મૂત્ર અને વાયુ રોકાઈ જાય એવો રોગ.

ઉદાસ, વિ. (સં. उद्+अस्= હોવું ઉ. ) ગમગીન; શોકાતુર. (૨) નાખુશ; દુઃખી. (૩) ત્યાગી.

ઉદાસી, સ્ત્રી. દિલગીરી; અફસોસ; શોક. (૨) નાનકનો એક ધર્મપંથ અથવા તે પંથનો માણસ.

ઉદાસીન, વિ. (સં. उद्+अस् ઉ. ) લાગણીઓ જેણે છોડી દીધી હોય એવું; વીતરાગ; વૈરાગી. (૨) ના. એક ધર્મ-પંથ [ સીનપણું.

ઉદાસીનતા, સ્ત્રી. (સં.) ઉદા-

ઉદાસીનપણું, ન. (સં.) ઉદાસીનતા.

ઉદાહરણ, ન. ( સં. उद्+आ +हृ=હરવું ઉ. ) દૃષ્ટાંત; પ્રમાણ; દાખલો. ઉદાહરણ લેવું=શિક્ષા લેવી, શીખવું. (૨) દૃષ્ટાંત લેવું.

ઉદિત, વિ. ( સં. उद्+इ=જવું ઉ. ) ઊગેલું; ઉદય પામેલું. (૨) ખીલેલું; ઉગેલું. (૩) જાગ્રત થએલું. (૪) બોલેલું.

ઉદીચી, સ્ત્રી. (સં. उद्+अच्= જવું ઉ. ) ઉત્તર દિશા.

ઉદુંબર, (સં.) ઉંબરો. (૨) નપુંસક. (૩) એંશી રતિનું એક વજન. (૪) બ્રાહ્મણોની એક જાત. [ ઊગવું તે.

ઉદે, પુ. ( સં. उदय ઉ. )

ઉદેતી, વિ. (સં. उदय ઉ.) જે તિથિમાં સૂર્યનો ઉદય થયો હોય તે તિથિ; ઉદયવાળી. [ (રંગ).

ઉદો, વિ. ખુલ્લો આસમાની

ઉદો-ઉદો, અ. ( સં. उदय= શ્રેય-કલ્યાણ ઉ. ) ઉદય, ઉદય હો! (ઉદો ઉદો મા જગદંબે')

ઉદ્ગત, વિ. (સં. उद्+गम्) ઉપર ગએલું; ઉદિત; બહાર નીકળેલું. (૨) ઉંચું.

ઉદ્ગતિ, સ્ત્રી. (સં) ઉદ્ગમન; ઉંચે ચડવું. (૨) ઉદય (૩) ઉત્પત્તિ.

ઉદ્ગમ, પુ. ( સં. उद्+गम्= ઊગવું. ) ઉદય. (૨) ઉપડવું; ફણગ આવવો. (૩) પેદા થવું; આવિર્ભાવ. (૪) પ્રસ્થાન; બહાર જવું.

ઉદ્ગાતા, પુ. (સં.) સામવેદ જાણનારો બ્રાહ્મણ. (૨)યજ્ઞમાં સામવેદનો આચાર્ય.

ઉદ્ગાર, પુ. (સં. उद्+गॄ=ગરવું ઉ.) અવાજનું બહાર નીકળવું; ઉચ્ચાર. (૨) ઉદ્વમન.

ઉદ્ગીત, વિ. (સં.) ઉંચેથી ગાએલું; મોટેથી બોલેલું. [ પ્રણવ.

ઉદ્ગીથ. પુ. (સં.) સામવેદનો

ઉદ્ઘાટ, પુ. (સં. उद्+घट्=ઉઘડવું, ખુલ્લું કરવું ઉ.) ખુલાસો. (૨) ચોક..

**ઉદ્ઘાટન**, ન. (सं. उद्+घट् ઇ.) ખુલ્લું કરવું; ખુલાસો કરવો. (૨) રેંટ ઘટિકાયંત્ર. (૩) ચોક. (૪) ઉઘાડવાનું ઓજાર.

**ઉદ્ઘાત**, (सं. उद्+हन्=મારવું ઇ.) આરંભ. (૨) પુસ્તકમાં ભાગપાડવો તે. (૩) મુદ્ગર. (૪) વિ. ઉગ્ર.

**ઉદ્ઘોષ**, પુ. (सं. उद्+घोष्=ગર્જવું, અવાજ કરવો ઇ.) મોટો ઉંચો અવાજ; પોકાર. (૨) ઢંઢેરો.

**ઉદ્ઘોષણા**, સ્ત્રી. (सं.) બૂમ; પોકાર. (૨) લોકો જાણે તેમ જાહેર કરવું તે; ઢંઢેરો.

**ઉદ્દામ**, વિ. (सं. उत्+दाम=બંધન) બંધન રહિત; ઉચ્છૃંખળ. (૨) આકળું; ઉગ્ર; ગરમ.

**ઉદ્દામપક્ષ**, (सं.) આગળ પડતા વિચાર ધરાવનારો રાજદ્વારી પક્ષ. [કોદરા.

**ઉદ્દાલ**, પુ. (सं.) રાતા મગ.(૨)

**ઉદ્દાલક**, પુ. (सं.) આરણી ઋષિનો પુત્ર; ધૌમ્યનો શિષ્ય અને મોટો આત્મજ્ઞાની ઋષિ.

**ઉદ્દિષ્ટ**, (सं. उद्+दिश्=દેખાડવું–બતાવવું ઇ.) બતાવેલું; ધારેલું (૨) ઇચ્છેલું (૩) ન. બતાવેલું રૂપ.

**ઉદ્દીપન**, ન. (सं. उद्+दीप्=પ્રકાશવું. ઇ.) પુષ્કળ પ્રકાશવું; ખીલવું –ઉદ્દિંગત થવું. (૨) પ્રજ્વલનમાન. (૩) ઉત્તેજનાર. (૪)કાવ્યશાસ્ત્રમાં એક વિભાવ.

**ઉદ્દેશ**, પુ. (सं. उद्+दिश् ઇ.) મુખ્ય ધારણા; હેતુ; મૂળ; લક્ષ; કારણ; અભિપ્રાય. (૨) બતાવવું. (૩) દષ્ટાંત.(૪) પ્રદેશ.

**ઉદ્દેશક**, વિ. (सं.) ઉદ્દેશ સંબંધી; ઉદ્દેશને દર્શાવનારું.

**ઉદ્દેશ્ય**, વિ. (सं.) ઇશારો કરવા યોગ્ય હોય એવું; ઉદ્દેશેલું હોય એવું. (૨) ધારેલું; વિચારેલું; હેતુ–મતલબવાળું; પ્રયોજન.

**ઉદ્ધત**, વિ. (सं. उद्+हन्=મારવું ઇ. हत) અવિનીત; ઉન્મત્ત થઇ વર્તનાર (૨)જંગલી;ઉછાંછળું.(૩) ઘોર.

**ઉદ્ધતપણું**, ન. ઉદ્ધતાઇ; ઉચ્છૃંખલપણું; અવિનય; તોછડાઇ [ વર્તન.

**ઉદ્ધતવેડા**, પુ. ઉદ્ધતાઇના જેવું

**ઉદ્ધતાઈ**, સ્ત્રી. ઉદ્ધતપણું.

**ઉદ્ધરણ**, ન. (सं उद्+हृ-हर्=ઉંચકી લેવું–ઉપાડી લેવું ઇ.) ઉદ્ધાર; ઉંચકી લેવું; ઉપાડી લેવું; બહાર કાઢવું; છોડવવું [૨]મુક્તિ; છુટકારો.[૩] નિરાકરણ

**ઉદ્ધરવું**, સ. ક્રિ. (सं. उद्+धृ=ઉંચકાવું–બહાર નીકળી આવવું.) બહાર આવવું; છૂટવું. [૨] અ. ક્રિ. મુક્તિ મળવી; તરી પાર ઉતરવું.

**ઉદ્ધવ**, પુ. શ્રીકૃષ્ણનો પરમમિત્ર અને યાદવોમાંનો અગ્રેસર.

**ઉદ્ધાર**, પુ. (सं. उद्+धृ=ઉપર ધરી રાખવું. ઇ. )મુક્તિ; મોક્ષ; છુટકારો.

**ઉદ્ધારક**, વિ. (સં.) ઉદ્ધાર કરનાર; પુદ્ધારો અપાવનારું.

**ઉદ્ધારકારક**, વિ. (સં. उद्धार+कृ=કરવું ઉ.) ઉદ્ધાર કરાવે એવું

**ઉદ્ધારણ**, ન. (સં.) ઉદ્ધાર.(૨) ઉદ્ધારક.

**ઉદ્ધારણુદ્ધાર** જુઓ ઉદ્ધારક

**ઉદ્ધારનાર**, વિ. (સં.) ઉદ્ધાર કરનાર. [૨] કલ્યાણ કરનાર [૩] તારનાર.

**ઉદ્ધારવું**, સ. ક્રિ. (સં उद्+धृ=ઊંચે ધરી રાખવું. ઉ.) ઉંચુ કરવું; પાડ વવું; બહાર કાઢવું; તારવું. (૨) બચાવવું. (૩) સારી સ્થિતિમાં લઇ જવું

**ઉદ્ધ્વસ્ત**, વિ (સ. उद्+ध्वस् =નાશ કરવો ઉ.) ઉજડ; પાયમાલ થએલું.

**ઉદ્ભટ**, પુ (સં. उद्+भट्ट ઉ.) મોટો યોદ્ધો. (૨) વિ. મુખ્ય; આગેવાન (૩) મહાશય

**ઉદ્ભવ**, પુ. (સં. उद्+भू=ઉત્પન્ન થવું ઉ.) જન્મ. (૨) બહાર નીકળવું. (૩) ખુલ્લું થવું.

**ઉદ્ભાવિત**, વિ. (સં.) ઉત્પન્ન કરાએલું; પેદા કરેલું. (૨) કાલ્પનિક; કલ્પનાથી કાઢેલું.

**ઉદ્ભિજ્જ**, વિ. (સં. उद्+भिद्=ફૂટી નીકળવું અને जन्=જન્મવું. ઉ) ફુટી નીકળનાર; ઊગનાર.

**ઉદ્ભિજ્જવિદ્યા**, સ્રી. (સં.) વનસ્પતિશાસ્ત્ર,વનસ્પતિ સબંધી વિજ્ઞાન.

**ઉદ્યમ**, પુ (સં. उद्+यम्=ઉપાડી લે -યત્ન કરવો] કોઈ પણ કામમાં લાગવું; ઉદ્યોગ; કામ. (૨) મહેનત; તજવીજ (૩) વૃત્તિ

**ઉદ્યમવંત**, વિ. (સં) ઉદ્યમવાળુ ઉદ્યોગી; કામધંધાવાળુ.(૨)મહેનતુ.

**ઉદ્યમી**, વિ. (સં.) ઉદ્યોગી. (૨) મહેનતુ

**ઉદ્યાન**, ન. (સં. उद्+या+अन ઉ) બાગ; વાડી.

**ઉદ્યાપન**, ન. (સં. उद् + प्रे. याप् મોકલવુ ઉ.) ધર્મકર્મની સમાપ્ત કરવી.

**ઉદ્યુક્ત** વિ (સં. उद्+युज्=તૈયાર થવુ) ઉદ્યોગમાં લાગેલું હોય એવું; તૈયાર થએલુ હોય એવુ.

**ઉદ્યોગ**, પુ. (સં. उद्+युज्=મંડવુ ઉ) કામ પાછળ મંડવું; ઉદ્યમ; ધંધો (૨) કામ (૩) મહેનત.

**ઉદ્યોગશાળા**, સ્રી. (સં.) જ્યાં ઉદ્યોગો શિખવાડવામાં આવતા હોય તે ઠેકાણું; કલાભવન.

**ઉદ્યોગી**, વિ. (સં.) હમેશાં ઉદ્યોગ કરનાર; ધ્યાન રાખીને કામ કર્યે જનાર.(૨) મહેનતુ; નવરું બેસી રહે નહિ એવું.

**ઉદ્યોજક**, વિ, (સં.) પ્રયોજક; સારી યોજના કરનાર.

**ઉદ્યોત**, પુ. (સં. उद्+द्युत्=

પ્રકાશવું-ઝગવું. ઇ.) પ્રકાશ; અજવાળું. (૨) આરોપ (૩) પ્રકરણ.

ઉદ્વર્તન, ન. (સં. उद्+वृत्=ઉછળવું. ઇ.) ઉછાળો. (૨) વિલેપન. (૩) ગેરવર્તણુક.

ઉદ્વહ, પુ (સં. उद्+वह्=લઈ જવું ઇ.) વિવાહ. (૨) આકાશમાંના સાત વાયુમાંનો એક. (૩) પુત્ર.

ઉદ્વાહ, પુ. (સં. उद्+वह=લઈ જવું. ઇ.) વિવાહ; પરણવું.

ઉદ્વાહન, ન. (સં.) વિવાહ; લગ્ન. (૨) વિવાહની ક્રિયા.

ઉદ્વાહની, સ્ત્રી. (સં.) કોડી.

ઉદ્વિગ્ન, વિ. (સં. उद्+विज्=ડરી જવું, બીવું, ઇ.) બીવેલું; ચિંતાતુર; ઉંચા મનવાળું.

ઉદ્વેગ, પુ. (સં. उद्+विज्=ભય લાગવો, બીવું.) ઉદ્ભ્રમ; ભય; શોક. (૨) ચિંતા. (૩) શોક.

ઉધ, સ્ત્રી. (સં. वह् નું ऊढ. ઇ.) પૈડાંની ધરી અને ધૂંસરી વચ્ચેનાં લાંબાં લાકડાં; ઉધીડું. [કીડીઓ; ઉધેઇ.

ઉધઇ, સ્ત્રી. સગો કરનારી ધોળી

ઉધડ, વિ. (સં. उद्घृत ઇ.) એમને એમ લેવું-આપવું તે; ઉચક; સામટું; જથાબંધ.

ઉધડકવું, અ. ક્રિ. (ઉદ+ધડકવું=ધબધબ થવું.) છાતીનું ધબધબ થવું; હૃદયનું જોરથી ચાલવું; ધ્રૂજવું; ચોંકવું; ગર્જના કરી ઉભા થવું.

ઉધડીઉં, વિ. ઉધડ કામ કરનાર. (૨) કાળજી વગરનું. (૩) ભાડાનું; દામ આપીને કરાવેલું.

ઉધડું, વિ. ઉધડ; સામટું.

ઉધડું લેવું, સ. ક્રિ. ઉચક લેવું; આખો જથ્થો અમુક એક રકમથી લઈ લેવો. (૨) ધડધડાવી નાખવું; સખત ઠપકો આપવો; ધમકાવવું.

ઉધમાત, પુ. (સં. उन्माद ઇ.) તોફાન; મસ્તી. [ ઉધડકવું.

ઉધરકવું, ક્રિ. ઊંઘમાં ભડકવું;

ઉધરતું, વિ. ઉધાર થતું (૨) ઉછરતું; મોટું થતું.

ઉધરવું, અ. ક્રિ. (સં. उद्+घृ. ઇ.) નામે ચડવું. (૨) ઉછરવું; મોટા થવું.

ઉધરસ, સ્ત્રી. (સં. उद्+घृष्=ઘીસી નાખવું-ફેંકી દેવું. ઇ.) ડાંસવું તે; કફ. ઉધરસ ખાવી=ડાંસવું; ખોંખારવું.

ઉધરાવવું, સ. ક્રિ. પ્રે. નામે લખાવવું; ખાતે મંડાવવું.

ઉધરાવો, પુ. મનમાં જે ઉચાટ રહે તે; અમુક થતાં સુધી રહેતી ફીકર તે; અસ્વાસ્થ્ય.

ઉધળવું, અ. ક્રિ. (સં. उद्+दल्=ખેડવું-જવું. ઇ.) નાશી જવું; છટકી જવું. (૨) ગાળો ભાંડવી.

ઉધાએલું, વિ. ઉધાઇથી ખરાબ થએલું; સડી ગએલું.

ઉધાન, ન. (સં. उद्+घृ ઇ.)

ઉંચે ચડવું; જોરથી ઉપડીને ઉંચે જવું. (૨) શ્વાસ; દમ. (૩) ઉધરસની કફ ચડવી. (૪) મોળી બરતી.

ઉઘાનપડી, સ્ત્રી. ઉઘાનને બેસાડનારાં ઔષધોની પડીકી (૨) તેરની સંખ્યાનો સંકેત.

ઉઘાનપાયા, વિ. ત્રણ પાયાનું; ઓછી અક્કલનું; ગાંડા જેવું.

ઉઘામો, પુ. (सं. उद्+घृ) ઉભા થવાનો યત્ન-મનને ઉશ્કેરવું તે; પ્રયાસ. ઉઘામો કરવો=વારવાર યત્ન કર્યા કરવો.

ઉધાર, વિ. (सं. उद्+घृ) અધ્ધર રાખવું તે; જેની પતાવટ કરી ન હોય એવું. (૨) ઉછીનું આપેલું; જમે નહિ થએલું. ઉધાર લેવું=પોતાની સાખ ઉપર લેવું. 'ઉધાર આપવું'='ધીરવું'.

ઉધારપાસું, ન. ઉધારે લખવાની ચોપડાની બાજુ. (ચોપડાનો જે ધણી હોય તેને ત્યાં આવે તે બધું જમે બાજુએ અને જાય તે બધું ઉધાર પાસે લખાય છે.) (૨) ધીરેલું જે કંઇ હોય તે.

ઉધારવું, સ. ક્રિ. ઉધાર બાજુએ લખવું; નામે ચડાવવું.

ઉધારીઓ વિ. ઉધારે લેનાર. (૨) કધરનું; ઉધાર આપવાનું.

ઉધારો, પુ. (सं. उद्+घृ) બાકી રહેવા દેવું તે. (૨) વાયદો. (૩) સાંસા; ખોટ.

ઉધેઇ, સ્ત્રી. (सं. उद्+घृ = ઉપર ખેંચી કાઢવું) એક જાતની ધોળી કીડીઓ. [એક છંદ.

ઉધોરછંદ, પુ. ચૌદ માત્રાનો

ઉધ્ધડજોશી, વિ. ઠેકાણા વગરનો.

ઉન, સ્ત્રી. (सं. ऊर्ण ઉ.) ઘેટાના નિમાળા; ઊન.

ઉનઇ, વિ. ઓગણીશ.

ઉનડ, વિ. રખડતું; રઝળતું. (૨) આળસુ. (૩) લુચ્ચું.

ઉનમ, સ્ત્રી. (सं. ऊन=ઓછું ઉ) ઓછ; ઉણપ. (૨) હીણપત; લાંછન.

ઉનવા, પુ. મુતરતાં લાય બળે એવો રોગ. [બળ્યા કરવું.

ઉનવાવું, સ. ક્રિ. મનમાં

ઉનાબદાણા, એક જાતની ઔષધિ.

ઉનામણીઉં, ન. પાણી ઉનું મૂકવાનું વાસણ. [કરવાનો ઘડો.

ઉનામણીઓ, પુ. પાણી ઉનું

ઉનામણું, ન. પાણી ગરમ કરવાને માટે વપરાતું નાનું પાત્ર; દેગડી.

ઉનામણો, જુઓ ઉનામણીઓ.

ઉનાવું, જુઓ ધ્રૂજરાનું.

ઉનાળો, પુ. (सं. उष्णकाल ઉ.) ગરમીની મોસમ; નિદાઘ. (વરસની ત્રણ મોસમો ગણાય છે: ૧ ઉનાળો, ૨ ચોમાસું અને ૩ શિઆળો. ફાગણથી જેઠ ઉનાળો, અષાડથી આસો ચોમાસું અને કાર્તિકથી મહા શિઆળો.)

ઉનેવાળ, પુ. બ્રાહ્મણોની એક જાત. (મૂળ ઉનાના રહેવાસી.)

**ઉન્નત**, વિ. (सं. उद्+नम्=ઉંચું થવું; ઉપડવું ઉ.) સીધું; ઉભું; ઉંચું. (૨) ટટાર; ઉમેરું.

**ઉન્નતિ**, સ્ત્રી (सं. उद्+नम् ઉ.) અભિવૃદ્ધિ; આબાદી; ચડતી. (૨) મોટઇ.

**ઉન્નતિકારક**, વિ. (सं.) ઉન્નતિ કરે એવું.

**ઉન્મત્ત**, વિ. (सं. उद्+मद्) ગાંડું; ભાન વગરનું. (૨) કેફ કરવાથી ભાન ભૂલી ગએલું; છાકટું; વ્યસની. (૩) કોઇને પત કરે નહિ એવું. (૪) અવિનયી; અહંકારી. (૫) ઉદ્ધત.

**ઉન્મત્તવાયુ**, પુ. (सं.) મનુષ્યને ગાંડું કરી નાખે એવો એક જાતનો વાતરોગ; મોહ.

**ઉન્મત્તાઈ**, સ્ત્રી. ઉન્મત્તપણું; ઘેલછા. (૨) ઉદ્ધતાઇ; છકેલપણું. (૩) મદ; છક

**ઉન્મન**, ન. અભાવ; અપ્રીતિ.

**ઉન્મની**, સ્ત્રી. (सं.) ચિત્તની એક અવસ્થા; યોગીની એક બ્રહ્મપરાયણ અવસ્થા. (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરિયા અને ઉન્મની એ પાંચ અવસ્થાઓ છે.)

**ઉન્મનું**, વિ. (ઉન્મન, ઉન્મનો, ઉન્મની.) ઉચા મનવાળું; અપ્રસન્ન

**ઉન્માર્ગ**, પુ. (सं. उत्=ઉલટું +मार्ग=રસ્તો ઉ.) ઉલટો રસ્તો; કુમાર્ગ.

**ઉન્માદ**, પુ. (सं. उद्+मद् ઉ.) ઘેલછા; ચિત્તભ્રમ. (૨) તોર; અહંકાર. (૩) ઘેલછા ઉત્પન્ન કરનારો એક રોગ.

**ઉન્મીલન**, ન. (सं. उद्+मील्=આંખ ઉઘડવી ઉ.) આંખો ઉઘડી જાગ્રત થવું. (૨) ખીલવું; મુક્ત થવું.

**ઉન્મીલિત**. વિ. (सं. उद्+मील्=ઉઘડવું ઉ.) ઉઘડેલું. (૨) ખીલેલું; ખુલ્લું થએલું.

**ઉન્મુખ**, વિ. (सं. उद्+मुख ઉ.) ઉલટું; પ્રતિકૂળ. (૨) ઇંતેજાર; અપ્રસન્ન. (૩) આતુર; ઉત્સુક. (૪) તત્પર; તૈયાર.

**ઉન્મૂલન**, ન. (सं. उद्+मूल्=ઉખાડી નાખવું.) મૂળમાંથી ઉખાડી નાખવું તે.

**ઉન્મેય**, વિ. (सं. उद्+मा=તોળવું) માપવાને યોગ્ય; વજન કરવા લાયક.

**ઉન્મેષ**, પુ. (सं. उद्+मिष ઉ.) આંખની જે ઉઘાડવાસ તે; પલકારો.

**ઉપ**, અ. (सं.) પાસે, ઉપર, ઓછું વગેરે અર્થ બતાવનારો ઉપસર્ગ.

**ઉપઆનો**, પુ. એક આનાનો સોળમો ભાગ.

**ઉપકરણ**, ન. (सं. उप+कृ=કરવું) જોઇતાં સાધન; સામગ્રી; સાહિત્ય; હથિઆર. [ દયાનું કાર્ય કરવું

**ઉપકરવું**, ક્રિ. ઉપકાર કરવો;

**ઉપકળા**, સ્ત્રી. (सं.) ઉતરતી કળા; નાની કળા.

**ઉપકંઠ**, પુ. (सं.) ગામ અથવા શહેરની નજીકનો ભાગ; પરવાડ. (૨) ભાગું. (૩) તળેટી.

**ઉપકાર**, પુ. (सं. उप + कृ ક.) બદલાની ઇચ્છા વગર કાર્ય કરી આપવું તે; કોઈનું ભલું કરવું તે.

**ઉપકારક**, વિ. (सं.) ઉપકાર કરે એવું; ઉપકાર રૂપ થઈ પડે એવું; કલ્યાણકારક. (૨)ઉપકાર કરનાર; ઉપકારી.

**ઉપકારી**, વિ. (सं.) ઉપકાર કરે એવું. (૨) ઉપકાર જેની ઉપર થયો હોય એવું. (૩) ઉપકારનું.

**ઉપકાર્ય**, વિ. ઉપકારને લાયક. (૧) ઉપકાર કરવા જેવું. [ ઓશીંગણ.

**ઉપકૃત**, વિ. (सं.) આભારી;

**ઉપકૃતિ**, સ્ત્રી. (सं.) ઉપકાર; ગુણ; પાડ. (૨) કલ્યાણ કરવા જેવી કૃતિ.

**ઉપક્રમ**, પુ. (सं. उप+क्रम्= ચાલવું ઉ ) મંડાણ; આરંભ. (૨) ઉદ્યોગ; ધંધો.

**ઉપક્રમણિકા**, સ્ત્રી. (सं.) ગ્રંથનો મુખબંધ;પ્રસ્તાવના. (૨)વિષયોની વિગત. [ આરંભ કરવા લાયક.

**ઉપક્રમણીય**, વિ. (सं.)

**ઉપક્રોશ**, પુ. (सं.) નિંદા. (૨) ઠપકો. [ જવું. (૨) ઉતરતી ગતિ.

**ઉપગતિ**, સ્ત્રી. (सं.) નજીક

**ઉપગમન**, ન. (सं. उप+गम् =જવું ઉ.) મળવું (૨) જ્ઞાન. (૩)સ્વીકાર

**ઉપગીતિ**, સ્ત્રી. (सं.) આર્યા અને ગીતિને મળતો એક છંદ.

**ઉપગુરુ**, પુ. (सं.) ઉપશિક્ષક.

**ઉપગ્રહ**, પુ. (सं) મુખ્ય ગ્રહથી ઉતરતો ગ્રહ; ચંદ્ર, તારા વગેરે.

**ઉપચક્ર**, ન. (सं) નાનું ચાક.

**ઉપચક્ષુ**, ન. (सं.) ચશ્મા.

**ઉપચય**, પુ (सं. उप+चि= =ચૂંટવું ) વધારો; ઉંચાઇ; લાભ. (૨) ઢગલો. (૩) લગ્નકુંડળીમાંનાં ૩, ૬, ૧૦ અને ૧૧ મા સ્થાનો.

**ઉપચરણ**, ન. (सं.) વધારવાનું પદ; ગૌણપદ. (૨) ગૌણ આચરણ.

**ઉપચાર**, પુ. (स.) ઉપાય; સારવાર; ચાકરી. (૨) તજવીજ; ક્રિયા. (૩) સંસ્કાર; માર્જન. (૪) સાધન; સામગ્રી. (૫) ઉપમા; પદ.

**ઉપચારક**, પુ. (सं.) ચિકિત્સા; ઉપચાર કરનાર. (૨) સેવક; દાસ.

**ઉપચારિકા**, સ્ત્રી. (सं.) દાસી; સારવાર કરનારી સ્ત્રી. [સાધનો હોય તે.

**ઉપછટ**, (ઉપાછન) સ્ત્રી. પુષ્કળ

**ઉપજ**, સ્ત્રી. (सं. उद्+पद्= ઊગવું ) ઉત્પન્ન થવું તે; પેદાશ. (૨) જન્મ; નફો; નીપજ.

**ઉપજનીપજ**, સ્ત્રી. (सं. उत्पन्न અને निष्पन्न ઉ.) ઊગવું અને વધવું; આવક; પેદાશ.

**ઉપજવું**, અ. ક્રિ. (सं. उप+ जन् ઉ.) ઉત્પન્ન થવું; મળવું. (૨) મન ચાલવું;ફળું થવું (૩)નીકળવું;નીવડવું.

**ઉપજવેરો**, પુ. ઉપજ ઉપર જે

ક્ર લેવામાં આવતો હોય તે; આયપત વેરો.

**ઉપજાતિ**, પુ (સં.) અગિયાર અક્ષરનો એક અક્ષરમેળ છંદ.

**ઉપજાવવું**, સ. ક્રિ. ( સં. ) ઉત્પન્ન કરવું. (૨) કલ્પવું; ઊભું કરવું.

**ઉપજિહ્વા**, સ્રી.(સં.)નાની જીભ.

**ઉપજીવક**, વિ. (સં.) કોઈની પાછળ જેની આજીવિકા ચાલતી હોય તેવું; આશ્રિત; સેવક. [આજીવિકા.

**ઉપજીવન**, ન. (સં.) ગુજરાન;

**ઉપજીવિકા**, સ્રી. (સં.) આજીવિકા.

**ઉપજીવી**, વિ. જુઓ ઉપજીવક

**ઉપજ્ઞા**, સ્રી. (સં.) ઉપદેશ વગર પ્રાપ્ત થએલું જ્ઞાન; પ્રેરણાનું જ્ઞાન.

**ઉપજ્ઞાન**, ન. (સં.) ગૌણજ્ઞાન. (૨) સંસારજ્ઞાન.[ચોળવાનું દ્રવ્ય; પીઠી.

**ઉપટણું**, ન. નહાતાં પહેલાં શરીરે

**ઉપટવું**, અ. ક્રિ. ( સં. उत्+पद्=ઉડી જવું.) ઉખળી જવું; ઉડી જવું.

**ઉપટામણી**, સ્રી. કન્યાનાં સગાંનો સંબંધપટ વેવાઈની આગળ વાચવામાં આવે છે તે.

**ઉપડવું**, અ. ક્રિ. ( સં. उत्+पत् ઉ. ) બહાર નીકળવું; ફુટવું; ઉપસવું. (૨) આગળ વધવું. (૩) પાયમાલ થઈ જવું. હાથ ઉપાડવો=મારવું. પગ ઉપડવા=ઉતાવળા ચાલવું. ઉપડી જવું=ચાલી જવું; મરી જવું.

**ઉપડાઈ**, સ્રી. ઉપડામણી.

**ઉપડામણ**,ન.ઉપાડવાની મજુરી.

**ઉપડામણી**, સ્રી. ઉપડામણ.

**ઉપડાવનાર**, વિ. ઉપડાવી લઇ જનાર. (૨) ઉપાડવાની ફરજ પાડનાર.

**ઉપડાવવું**, સ. ક્રિ. પ્રે. ઉપાડે તેમ કરાવવું; ઉચકાવવું.

**ઉપડેલું**, વિ. (સં. उपस्थित ઉ.) ઊભું થએલું; જાગ્રતિમાં આવેલું.

**ઉપણનાર**, વિ. ઉપણવાની ક્રિયા કરનાર; ઝાટકનાર.

**ઉપણવું**, સ. ક્રિ. (સં. उद्+पु=ચોકખું કરવું. ઉ.) અનાજને પવનની સામી ફુંકે ઉડાડવું; પવન નાખીને ચોકખું કરવું; ઝાટકવું. [કરાવવું.

**ઉપણાવવું**, સ. ક્રિ. પ્રે. ઉપણે એમ

**ઉપણીઆં**,ન.ઉપણવાનાં સાધન.

**ઉપતટ**, પુ. ( સં. उप=નાનું+तट=કિનારો ) ઓછા વાપરવાળો કિનારો; કિનારા નજીકની જગાં.

**ઉપતાપ**, પુ. ( સં. उप+तप्=તપવું. उत्ताप ઉ.) ઉતાપો; સંતાપ.

**ઉપદંશ**, પુ. (સં. उप+दंश्=કરડવું ઉ.) કરડવું; ડંખ. (૨) ચાંદીનો રોગ

**ઉપદાન**, ન. ( સં. उप+दा=આપવું ઉ.) મોટા દાનની પાછળ જે કંઇ થોડું દાન આપવું તે. (૨) લાંચરુશવત (૩) નજરાણું.

**ઉપદિષ્ટ**, વિ. (સં. उप+दिश्=

ઉપદેશ કરવો ઇ.) ઉપદેશેલું. (૨) જેને આજ્ઞા થયેલી છે એવું.

ઉપદેવતા, સ્ત્રી. ( સં. )નાના દેવ; હલકા દેવ. (યક્ષ વગેરે.)

ઉપદેશ,(સં. उप+दिश्=શીખવવું ઇ.) બોધ; શિક્ષણ; સમજણ. (૨) સલાહ; સૂચના. (૩) ચેતવણી; દીક્ષા.

ઉપદેશક, (સં.) ઉપદેશ કરનાર, ગુરુ.

ઉપદેશકારક, વિ. ( સં. उपदेश + कृ=કરવું ઇ. ) ઉપદેશ કરે એવું; જેમાંથી ઉપદેશ મળે એવું.

ઉપદેશવું, ક્રિ. ઉપદેશ કરવો; સલાહ આપવી, પ્રેરવું; ચેતવણી આપવી; શિખામણ દેવી. [ગુરુ.

ઉપદેષ્ટા, પુ. (સં.) ઉપદેશકર્તા;

ઉપદ્રવ, પુ. ( સં. उप+द्रु=પીડવું ઇ ) પીડા; દુઃખ; ઇજા. (૨) સંતાપ; ઉપાધિ; ત્રાસ. (૩) આપદા.

ઉપદ્રવકારક, વિ. ( સં. उपद्रव +कृ=કરવું ઇ. कारक) ઉપદ્રવ કરે એવું.

ઉપદ્રવી,વિ. (સં. उपद्रव+इ) ઉપદ્રવવાળું.

ઉપદ્વીપ, પુ.(સં.) નાનો બેટ. (૨) બેટ જેવું. ગૌણધર્મ. (૨) પાખંડ.

ઉપધર્મ, પુ. (સં.) ઉતરતો–

ઉપધાતુ, સ્ત્રી. ( સં. ) ઉતરતી ધાતુ; ગૌણ ધાતુ; ધાતુના જેવું. (૨) મિશ્ર ધાતુ. (સાત ઉપધાતુઓ કહેવાય છે: ૧. માક્ષિક. ૨ મોરથુથુ. ૩ અભ્રક, ૪ નીલાંજન, ૫ મનઃશિલ, ૬ હડતાળ અને ૭ રસાંજન.)

ઉપધાન, ન. ( સં. उप+धा=મૂકવું ઇ.) ઓશીકું; તકીઓ

ઉપધાન્ય,ન. (સં.) ખડધાન્ય; હલકી જાતનું અનાજ.

ઉપધારણા, સ્ત્રી. (સં. उप+ धृ=ધરવું ઇ.)ચિત્તને સ્થિર કરવાનો એક યૌગિક પ્રકાર.

ઉપનયન, ન. (સં. उप+नी= લઇ જવું ઇ ) જનોઈ દેવું; ઉપવીત સંસ્કાર; સોળ સંસ્કારમાંનો એક સંસ્કાર (૨) જનોઈ; ઉપવીત [જનમવું; અવતરવું.

ઉપનવું, અ. ક્રિ. ઉત્પન્ન થવું;

ઉપનામ, ન (સં) ટુંકું નામ; અટક. (૨) લાડકું નામ.

ઉપનાયક. પુ. ( સં. )વાર્તા, નાટક વગેરેમાં મુખ્ય પાત્ર પછીનું બીજું પાત્ર હોય તે. (૨) ઉપપતિ

ઉપનિષત્, ન. (સં. उप+नि+ सद्=બેસવું ઇ.) વેદોને લગતાં જુદાં જુદાં કેટલાંક પુસ્તક(ઉપનિષદો લગભગ ૧૦૮ ઉપલબ્ધ છે.)

ઉપનેત્ર, (સં.) ચશ્મા, ઉપચક્ષુ.

ઉપન્યાસ,પુ ( સં. उप+नि+ +अस्=મૂકવું ઇ. ) આપવું તે. બહાર પાડવું તે. (૨)બ્યાન; પ્રસ્તાવના; વિચાર.

ઉપપતિ, પુ (સં.) દ (૨) યાર; આશક.

ઉપપત્તિ, સ્ત્રી. ( उप+पद्= જાણવું ઉ. ) પ્રમાણો આપવાં; સંગતિ મેળવવી. (૨) હેતુ. (૩) ઉપાય. (૪) સિદ્ધિ (૫) પુરાવો. [દારી

ઉપપત્ની, સ્ત્રી.(સં.) રાખ (૨)

ઉપપદ, ન. (સં.) ઉતરતું પદ. (૨) નાનું પદ. (૩) સમાસનું પહેલું પદ

ઉપપન્ન, વિ. (સં.) સિદ્ધ; પૂર્ણ.

ઉપપાતક,ન.(સં.)ઉતરતું પાપ.

ઉપપાદન, ન. ( સં. उप+पद् ઉ.) ઉત્પન્ન કરાએલું હોય તે.(૨)ખાતરી કરી આપવી તે. (૩) સંપાદન.

ઉપપુર, ન..(સં.) પરું; નગરની નજીક જે વાસ હોય તે.

ઉપપુરાણ,ન.(સં.) નાનું પુરાણ.

ઉપપ્રદાન ન. (સં.) ભેટ; નજરાણો. (૨) વધારામાં આપવું તે; લાંચ.

ઉપપ્લવ, ન. (સં. उप+प्लु= બોળી નાખવું, હુમલો કરવો.) ઉપદ્રવ.(૨) જુલમ. (૩) આક્રમણ. (૪)ગ્રહણ થવું તે

ઉપપ્લવકારક, વિ. ઉપપ્લવ કરે એવું; નાશકારક; પાયમાલી કરે એવું

ઉપપ્લવી, ( સં. ) ઉપદ્રવવાળું; ઉત્પાત કરે એવું.

ઉપભોક્તા, પુ. (સં. उप+भुज् =ભોગવવું ઉ.) ભોક્તા; ભોગવટો કરનાર; માલીક. (૨) વારસ.

ઉપભોગ, પુ ( સં. उप+भुज् =ભોગવવું ઉ.) ભોગવટો. (૨) અનુભવ (૩) સુખ લેવું.

ઉપમર્દ, પુ. ( સં. उप+मृद्= મારી નાખવું ઉ.) નાશ; વિનાશ.

ઉપમર્દક, વિ. નાશ કરનાર; વિનાશક.

ઉપમા સ્ત્રી. ( સં. उप+मा= સરખાવવું ઉ ) સરખામણી. (૨) મળતાપણું ઉપમા દેવી=સ્તુતિ કરવી. ઉપમા લેવી=માન લેવું. (૨) દાખલો લેવો.

ઉપમાતા, સ્ત્રી. ( સં. ) ધાવ. ઓરમાન મા.

ઉપમાન, ન. (સં. उप+मा= સરખાવવું ઉ ) જેની સાથે ઉપમા કરવાની હોય તે; સરખાવવા યોગ્ય.

ઉપમિતિ, સ્ત્રી. (સં.उप+मा= સરખાવવું ઉ.) સરખામણી.

ઉપમેય. વિ. ( સં. ) ઉપમાને યોગ્ય; સરખાવવા લાયક.

ઉપયુક્ત, વિ. (સં. उप+युज् =જોડવું ઉ. ) બરાબર જોડાએલું; યોગ્ય. (૨) ઉપયોગી. (૩) બંધબેસતું

ઉપયોગ, પુ. ( સં. उप+युज्= જોડવું ઉ.) કોઈ પણ વસ્તુને પોતાના કામમાં લેવી તે (૨) કામ. (૩) જરૂરિયાત

ઉપયોગિતા, સ્ત્રી. (સં.) પ્રયોજન; ઉપયોગીપણું (૨)જરૂર;અગત્ય.

ઉપયોગી, વિ. ( સં. ) ઉપયોગનું (૨) અગત્યનું. (૩) લાભકારક.

ઉપર, અ. પર; ઉંચે. (૨)ઉપરાંત; વધારે. (૩) પછી. (૪) આગળ.

ા-(૫). ઉપરાણું; મદદ. 'ઉપર આભ નીચે ધરતી=નિરાધાર; નિરાશ્રિત.'ઉપર કરવું'=ચડાવવું. 'ઉપર થઈને ફરવું'=અવ-ગણના કરીને ફરવું. 'ઉપર નીચે થવું'= અધીરા થઈ જવું. (૨) આકળા થવું. 'ઉપર પત્ર મૂકવો'=ન લેખવવું. 'ઉપર હોને'=પોતાની દેખરેખતળે. 'ઉપર હાથ રાખવો'=સત્તા ચલાવવી. 'ઉપરનું ઉપર રાખવું'=નીચું પડવા ન દેવું. (૨) પોતાનો કક્કો ખરો કર્યા કરવો. (૩) માનભંગ થવા ન દેવું.

ઉપરઉપરથી, અ. ઉપરચોટીઉં. (૨) સહેજ; થોડું; જરા.

ઉપરક્ષક, પુ. (સં. उप+रक्ष्=રક્ષણ કરવું ઇ.) હજુરીઓ; મુખ્ય રક્ષકના હાથ નીચેનો માણસ.

ઉપરચોટીઉં, વિ. ઉપલકીઉં; જરું તેવું; થોડું.

ઉપરછલ્લું, વિ. ઉપરચોટીઉં.

ઉપરટપકે, અ. ઉપરઉપરથી. (૨) અધ્ધર રાખીને; આશરે.

ઉપરણી, સ્ત્રી. (સં. उत्तरीय ઇ.) ઓઢણી; ઉપર ઓઢવાનું વસ્ત્ર.

ઉપરણું-ણો, ન પુ. ખેસ; પિછોડી; અંગવસ્ત્ર.

ઉપરતિ, સ્ત્રી. (સં. उप+रम्=રમવું. ઇ.) વિરતિ; વિરામ; વૈરાગ્ય. (૨) શાંતિ. (૩) નિવારણ.

ઉપરદળ, ન. (સં. उपरि=ઉપરનો +दल=ભાગ ઇ.) ખમલો; જમીન ઉપર કરેલું બાંધકામ. (૨) પડથાર.

ઉપરવટ, વિ. (સં. उपरि=ઉપર+वत्=જેવું) ઉત્તમ; ચડિઆતું. (૨) અ. ઉપર થઈને; ન ગણકારતાં; મરજી ઉપરાંત. (૩) પોતાને બીજા કરતાં વધારે ડાહ્યા માનવું તે.

ઉપરવટણો, પુ. ખત્ર-ખતી; વાટવાનો પથ્થર.

ઉપરવાડ, સ્ત્રી. ઘર, ફળીઉં અથવા ગામની નજીકનો ભાગ. (ઉપ+પરવાડ. ઉપ=પાસે-નજીકની અને પરવાડ=પોળ-વાસ-ફળીઉં) નજીકનો વાસ.

ઉપરવાડીઓ, પુ. ઉપરવાડેરહેનારો; પરામાં-બહારના વાસમાં કે આસપાસના ગામમાં રહેનારો; આશ્રિત.

ઉપરવાડે, અ. પાછલે બારણે; પછવાડેથી; હદની ઉપર થઈને.

ઉપરવાસ, પુ. (સં. उपरि=ઉપર+वस्=રહેવું ઇ.) ઉપર રહેવું તે; મેડે રહેવાનું રાખવું તે.

ઉપરવાસીઓ, પુ (સં. उप=નજીકનો+वस्=રહેવું ઇ. वास्=વસવાટ) ગામની બહાર જેનો વસવાટ હોય તે. (૨) અંત્યજ; ભંગી; થાંડાળ; શૂદ્ર.

ઉપરવાસો, જુઓ ઉપરવાસ.

ઉપરાઉપરી, અ. (સં. उपरि+उपरि ઇ.) વારંવાર; એક પછી એક; લાગલાગટ.

**ઉપરાછાપરી**, (ઉપરાચાપરી), અ. એક એકની ઉપર; એક પછી એક.

**ઉપરાજવું**, આ. ક્રિ. પેદા કરવું.

**ઉપરાણું**, ન. પક્ષ લેવો; તરફદારી; પક્ષ; સહાય.

**ઉપરામ**, પુ. ( સં. उप+रम्= અટકવું ) નિવૃત્તિ; વિરામ. (૨) અટકવું. (૩) સંન્યાસ. (૪). શાંત પડી જવું તે; મોક્ષ; મૃત્યુ.

**ઉપરામણી**, સ્રી. બે વસ્તુની કિંમતમાંનો વધારો. [ ક્રમ.

**ઉપરાણું**, ન. પક્ષ; સહાય; મદદ;

**ઉપરાંટું**, (ઊફરાંટું), વિ. આડફેટું. (૨) બાજુ તરફનું (૩). ઊભું.

**ઉપરાંત**, અ. ( સં. उपरि+अंत ઉ.) વધારે. (૨) સિવાય; વળી; બીજું. (૩). પછી.

**ઉપરી**, વિ. ઉપરનું; હરકોઈ કામ ઉપર જે નિયુક્ત થએલું હોય તે; તપાસ રાખનાર; મુખી.

**ઉપરીપણું**, ન. વડાપણું; ઉપર દેખરેખ રાખવાપણું; ઉપરી તરીકેની સત્તા.

**ઉપરૂં**, (ઊરૂં), વિ. પાસાભેર; ઉભું.

**ઉપરોધ**, પુ. ( સં. उप+रुध्= અટકાવવું ઉ. ) અટકાવ; રોકાણ. (૨) આવરણ (૩) ઘેરો. (૪) પીડા; દુઃખ.

**ઉપરોધકારક**, વિ. અટકાવકારક; આડે આવે એવું. (૨). પીડાકારક.

**ઉપરોધી**, વિ. અડચણ કરનારું; રોકાણ કરનારૂં. (૨) પીડાકારક.

**ઉપલ**, પુ. (સં.) પત્થર. (૨) કાંકરો; પત્થરનો કકડો. (૩). રત્ન.

**ઉપલક**, વિ. ( સં. उप+लग्= લાગુ રહેવું ઉ.) ઉપર ઉપરનું; ફાલતુ. (૨) ચોપડામાં નહિ નોંધેલું એવું. (૩) અધિક. (૪) ઉપરચોટીઉં. [ ઉપરચોટીઉં.

**ઉપલકીઉં**, વિ. ઉપર ઉપરનું;

**ઉપલકીઓ**, વિ. ઉપરઉપરથી કામ કરવાની ટેવવાળો. (૨) ઉપરઉપરથી ઉડાવનાર. (૩) ઓછા જ્ઞાનવાળો.

**ઉપલક્ષણ**, ન. (સં. उप+लक्ष्= ચિહ્ન કરવું ઉ. ) ગૌણલક્ષણ; ઇશારત (૨) લક્ષણા; એક જાતનો અલંકાર.

**ઉપલક્ષ્ય**, વિ. થોડા ઉપરથી ઘણું સમજાય એવું. (૨) ન. આશ્રય; અવલંબન.

**ઉપલગ**, જુઓ ઉપલક.

**ઉપલબ્ધ**, વિ. (સં. उप+लभ्= મેળવવું. ઉ.) મેળવેલું; લાધેલું.

**ઉપલબ્ધિ**, સ્રી. ( સં. ) જ્ઞાન; સ્મૃતિ; મતિ. (૨) લાભ; પ્રાપ્તિ.

**ઉપલભ્ય**, વિ. (સં. उप+लभ्= મેળવવું ઉ.) મેળવવા યોગ્ય. (૨) જાણવાયોગ્ય. [ વનસ્પતિ.

**ઉપલસરી**, સ્રી. એક જાતની

**ઉપલાણ**, વિ. ઉપરનું; ઉંચું.

**ઉપલાણું**, વિ. જુઓ ઉપરાણું.

**ઉપલ્યું**, વિ. ઉપરનું; આગળનું.

**ઉપલ્યો**, વિ. ઉપરનો. (૨) પરમેશ્વર.

**ઉપલાણે**, અ. ઉપરના ભાગે.

**ઉપલી**, સ્ત્રી. જમીનમાં દાટેલી માંડણી. [ એક રોગ.

**ઉપલીઉં**, ન. ઉટાંટીઆને મળતો

**ઉપલું**, વિ. ઉપરનું.

**ઉપલેટ**, સ્ત્રી. એક જાતની ઔષધી.–(એનો ભૂકો કપડાંને ઉધઈ લાગે નહિ માટે વેરવામાં આવે છે. સુગંધી તેલમાં પણ તે વપરાય છે ).

**ઉપલેપ**, પુ. (સં. ) સાધારણ લેપ કરવો તે. (૨) લીંપણ.

**ઉપવન**, ન. (સં.) બાગ; બગીચો; વાડી. (૨) આરામ.

**ઉપવર્ણન**, ન (સં. उप+वर्ण्= વર્ણવવું ઉ. ) સાધારણ વર્ણન કરવું.

**ઉપવસ્ત્ર**, ન. (સં.) ખભે નાખવાનું વસ્ત્ર; ખેસ; દુપટ્ટો.

**ઉપવાત**, પુ (સં.) વાયુ; પવન.

**ઉપવાસ**, પુ. (સં. उप+वस्= પાસે રહેવું.) અપવાસ; ખાધા વગર ચલાવવું તે. (૨) વ્રત; નિયમ; ઉપોષણ.

**ઉપવાસી**, વિ. ઉપવાસવાળું.

**ઉપવિદ્યા**, સ્ત્રી. (સં. उप+विद्= જાણવું ઉ.) ગૌણ વિદ્યા; મોટી ચૌદ વિદ્યા કહેવાય છે તેનાથી ઉતરતી વિદ્યા.

**ઉપવીત**, ન. (उप+वे= વણવું. ઉ. વીત= વણેલું. ) જનોઈ.

**ઉપવેદ**, પુ. ( સં. उप+विद्= જાણવું ઉ. ) ગૌણવેદ. ( આયુર્વેદ, ધનુર્વેદ વગેરે. )

**ઉપશમ**, પુ. (સં. उप+शम्= શાંત પડવું. ઉ.) શાંત પડવું; વિરામ લેવો. (૨) શાંતિ. [શાંતિ; વિરામ; વૈરાગ્ય

**ઉપશમન**, ન. (સં.) શાંત પડવું તે;

**ઉપશમવું**, અ. ક્રિ. ઠંડા પડવું; શાંત પડવું; વિરમવું. (૨) પ્રવૃત્તિમાંથી નીકળી જવું. (૩) ઉતરી જવું.

**ઉપશાખા**, સ્ત્રી. ( સં. ) નાની ડાળી. (૨) ગૌણ પાંદડું. (૩) તાબાનું ખાતું. (૪) ભાડનું મૂળ.

**ઉપશાસ્ત્ર**, ન. (સં. उप+शास्= અમલ કરવો ઉ ) ઉપવિદ્યા; ગૌણ શાસ્ત્ર; નાનું શાસ્ત્ર. [શાંત પડવું; ઠંડા પડી જવું.

**ઉપશાંતિ**, સ્ત્રી. (સં.) પાછળથી

**ઉપશિક્ષક**, પુ. (સં. उप+शिक्ष्= શિખવવું ઉ.) તાબાનો શિક્ષક; વડા મહેતાજીનો મદદનીશ. ઉપશિક્ષિકા=સ્ત્રીશિક્ષક.

**ઉપસર્ગ**, (સં. उप+सृज्=વળગવું ઉ. ) સંસ્કૃત ધાતુઓની આગળ જોડાનારો શબ્દ. (૨) દુઃખ. (૩) અપશુકન. (૪) એક જાતનો રોગ (સંસ્કૃતમાં प्र, परा, अप, सम्, नि, अव, अनु, निर्, दुर्, वि, अधि, सु, उत्, परि, प्रति, अभि, अति, अपि, उप અને આ એ ઉપસર્ગો છે. ધાતુના અર્થમાં ઉપસર્ગ લાગતાં ફેરફાર થઈ જાય છે. )

**ઉપસવું**, અ. ક્રિ. (સં. उप+सृप्=સરવું-ફૂલવું ઉ.) ફૂલવું; ઉંચુ થવું; ઉપડવું. (૨) ઉખડવું (૩) સુજવું. (૪) ભરાવું; વધવું; ચડવું

**ઉપસંહાર** પુ. (સં. उप+सं+हृ=એકઠું કરવું. ઉ.) અંત; શેષ; એકત્રીકરણ. (૨) ટુંકામાં-સંક્ષેપમાં આટોપવું; સારાંશ. [ મુખનો અખાત.

**ઉપસાગર**, પુ. (સં.) પરાળ

**ઉપસાડ**, પુ. ઉપસવું. (૨) સોજો. (૩) ફુલાવો.

**ઉપસાવવું**, સ. ક્રિ. ઉપસે એમ કરવું; ફુલાવવું.

**ઉપસાવું**, અ. ક્રિ. ઉપસવું; ફૂલવું; સુજવું.

**ઉપસ્કર**, પુ. (સં. उप+कृ=કરવું ઉ) સામગ્રી; સાહિત્ય (૨) ઘરખટલો.

**ઉપસ્ત્રી**, સ્ત્રી. રખેલી સ્ત્રી.

**ઉપસ્થ**, ન. (સં.) પુરુષની ગુહ્યેન્દ્રિય

**ઉપસ્થાન**, ન. (સં. उप+स्था=ઊભા રહેવું ઉ.) હાથ ઉંચા રાખી દેવની સન્મુખ ઊભા રહેવું અને સ્તુતિ કરવી તે

**ઉપસ્થિત**, વિ. (સં.) આવેલું; નજીક ઊભેલું; પ્રાપ્ત થએલું; આવી પડેલું. (૨) મોઢે હોય તેવું. [ જેવું.

**ઉપહસનીય**, વિ. (સં.) હસવા

**ઉપહાર**, પુ. (સં. उप+हृ=અર્પવું ઉ) પૂજાનો સરંજામ. (૨) બક્ષીસ. (૩) કિંમત; લવાજમ.

**ઉપહાસ**, ન. (સં. उप+हस्=હસવું.) મશ્કરી. (૨) મશ્કરીમાં ઉડાવવું તે.

**ઉપહાસ્ય**, ન. હસી કાઢવા જેવું.

**ઉપળું**, ન. ખાટલાની પહોળાઈએ રહેનારું લાકડું. (લંબાઈએ રહેનારાં લાકડાં ઇસો કહેવાય છે અને પહોળાઇએ રહેનારાં લાકડાં ઉપળાં કહેવાય છે.)

**ઉપંગ**, ન. (સં.) એક જાતનું વાદ્ય.

**ઉપાકર્મ**, ન. (સં. उप+आ+कृ=કરવું ઉ.) ઉપાકરણ; વેદાભ્યાસનો આરંભ કરતાં પહેલાં કરાતી એક ક્રિયા. (૨) જનોઇ પહેર્યા પછી કરવાનું એક કર્મ.

**ઉપાખ્યાન**, ન. (સં. उप+आ+ख्या=કહેવું ઉ.) આખ્યાન; કથા; નાની વાર્તા. (૩) આડકથા. (૪) મહેણું.

**ઉપાડ**, પુ. ખપ; ઉઠાવ. (૨) ચડતી. (૩) સોજો. (૪) ઉન્માદ. (૫) શરૂઆત. (૬) મહેનત; પ્રયાસ. (૭) નાણાં ઉપાડવાં. (૮) ઉપયોગ. (૯) ઘરાકી; માગણી.

**ઉપાડવું**, સ. ક્રિ. (સં. उद्+पत्=ઉડી જવું ઉ.) ઉંચકવું; ઉઠાવવું. (૨) મૂળમાંથી ઉખેડવું. (૩) ખસેડવું. (૪) માથે લેવું. (૫) નાણાં મૂકેલાં હોય ત્યાંથી લઈ લેવાં. (૭) ચલાવવું.

**ઉપાડીજવું**, અ. ક્રિ. લઈ જવું. (૨) ઉઠાવી જવું. (૩) ચોરી જવું. (૪) ચલાવી લઇ જવું.

**ઉપાડો**, પુ. કાંટા વગેરેનો ભારો.

ઉપાદાન, (સં.) અંગીકાર. (૨) પાસેનું કારણ

ઉપાધિ, સ્ત્રી. (સં.) પીડા. (૨) જંજાળ; ચિંતા (૩) ઉપનામ; પદવી; ખિતાબ.

ઉપાધ્યાય, પુ. (સં.) વેદ ભણાવનારો ગુરુ, પુરોહિત; ગોર. (૨) અધ્યાપક; મહેતાજી 'ઘરના છોકરાં ઘંટી ચાટે, ને ઉપાધ્યાયને આટો'=પોતાને માટે ન હોય ત્યાં બીજાને શું આપવું ?

ઉપાધ્યો, જુઓ ઉપાધ્યાય

ઉપાન, (ઉપાનહ્)ન (સં. उप+आ+नह् ઉ.) જોડ; પગરખાં, ખાસડ.

ઉપાય, પુ (સં.) દુઃખમાંથી છૂટવાને જે કંઈ કરવું તે; ઇલાજ; યુક્તિ (૨) સાધન; રસ્તો. (૩) ચિકિત્સા; ઉપચાર. (સામ, દામ, ભેદ અને દંડ એ ચાર ઉપાય કહેવાય છે.)

ઉપારંભ, પુ. (સં. उप+आरंभ=શરૂઆત) આરંભ; શરૂઆત.

ઉપાર્જન, ન. (સં. उप+अर्ज्=રળવું ઇ.) કમાઈ. (૨) લાભ. (૩) સંગ્રહ; સંચય.

ઉપાર્જના, સ્ત્રી.(સં.) કમાણીને માટે જે સેવા કરવી તે; ચાકરી. (૨) કાલાવાલા. (૩) કમાણી; રળતર

ઉપાર્જિત, વિ. (સં. उप+अर्ज् રળવું ઇ ) કમાઈ (૨) લાભ. (૩) સંગ્રહ; સંચય.

ઉપાલંભ, ન. (સં. उप+आ+लभ् ઉ.) ઠપકો; મહેણું.

ઉપાવવું, સ ક્રિ પેદા કરવું.

ઉપાવું, સ ક્રિ બનાવવું; પેદા કરવું.

ઉપાશણ ન. ઉશ્કેરણ; ઉત્તેજન; ઉશ્કેરણી. (૩.) ઉપાશરો (૨) આશરો.

ઉપાશ્રય, પુ (સં. उप+आश्रय

ઉપાશ્રિત, વિ. (સં. આશ્રિત; આશ્રય લેનાર.

ઉપાસક, વિ. (સં.) ઉપાસના કરનાર; સેવા કરનાર.(૨) ના. ક્રુ. ભક્ત સાધક.

ઉપાસન, ન. (સં. उप+आस्=બેસવું ઇ ) ઉપાસના કરવી તે; સેવા. (૨) શરૂઆત કરાવવી; જાહેર કરાવવી. (૩) તીર ફેંકવાનો અભ્યાસ કરવો.

ઉપાસના, સ્ત્રી. (સં. उप+आस्=બેસવું ઇ.) દેવનું સેવન કરવું; પૂજન; આરાધના.(ઉપાસનાના ત્રણ પ્રકાર છે. ૧ આત્મોપાસના, ૨ કર્મોપાસના, અને ૩ જ્ઞાનોપાસના.) [ ઉપાશ્રય.

ઉપાસરો, જુઓ ઉપાશરો;

ઉપાસવું, સ.ક્રિ. આરાધવું; સેવવું

ઉપાસંગ, પુ. (સં उप+आ+संज्=એકઠું કરવું ઉ.) ભાથો.

ઉપાસિત, વિ. ઉપાસના કરાએલું.

ઉપાસી, વિ. ઉપાસના કરનાર; ભક્ત (૨) ઉપવાસી. [ પૂજ્ય.

ઉપાસ્ય, વિ. (સં) આરાધ્ય;

ઉપાંગ, ન. (સં —+अंग) ઉતરતું અંગ; વધારો; પ

ઉપાંગલલિત, ન.(સં.) એક જાતનું વ્રત.

ઉપાંત, અ. (સં. उप=પાસેનું અને અંત=છેડો) નિકટ; પાસે; સમીપ.

ઉપાંત્ય, વિ. (સં. उप+अन्त्य ઉ.) છેલ્લાની પહેલાંનું.

ઉપેક્ષક, વિ. (સં.) ઉપેક્ષ કરનાર.

ઉપેક્ષણ, ન (સં.) આંખ આડા કાન કરવા તે; ઉપેક્ષા કરવી તે.

ઉપેક્ષા, સ્ત્રી. (સં. उप+ईक्ष्=ધ્યાનમાં ના લેવું.) ધ્યાનમાં ન લેવું તે; ગણકારવું નહિ તે; બેદરકારી.

ઉપેન્દ્ર, પુ. (સં.) વિષ્ણુ ભગવાન.

ઉપેન્દ્રવજ્ર, પુ. (સં.) અગિઆર અક્ષરનો એક ગણમેળ છંદ.

ઉપેય, વિ. (સં.) ઉપાય કરવા યોગ્ય. (૨) સાધવા લાયક.

ઉપોઢ, (સં. उप+वह्=લઈ જવું. ઉ.) પરણેલું. (૨) પાસેનું. [ સ્પતિ.

ઉપોતિ, સ્ત્રી. એક જાતની વન-

ઉપોદકા, સ્ત્રી. એક જાતની વનસ્પતિ.

ઉપોદિકા, સ્ત્રી. પોથી. (૨) પોઈ.

ઉપોદ્‌ઘાત, પુ. (સં. उप+उद्+हन्=મારવું ઉ.) ઉપક્રમ; શરૂઆત; આરંભ; પ્રસ્તાવના. (૨) વાદનો વિષય; પૂર્વ પક્ષ.

ઉપોષણ, (સં.) ભૂખ્યાં રહેવું તે.

ઉફરાટ, પુ. (ગ્રા.) મગરૂરી.

ઉફરાટું, અ. પાસાભેર. (૨) અવળું; ઉંધું. [ ફેરવવું.

ઉફરાંટવું, અ.ક્રિ. ફેરવવું; પાસું

ઉફરાંટીઉં, ન. લખેલા કાગળની સામી બાજુ.

ઉફરૂં, વિ. પાસાભેર ઊભું; આડું ઊભું. (૨) ઉલટું. (૩ એક. (૪) ઉપરાંત; ઉફરતું. (૫) ઉઘાડું.

ઉફંદાઇ, સ્ત્રી. મમત; આત્મ તાણ.

ઉફાણો, પુ. ઉભરો; જોસ, ઉફાન.

ઉફાન, ન ઉભરો; આવેશ; ઉફાણે.

ઉફાંત, જુઓ ઉફાંદ.

ઉફાંદ, સ્ત્રી. ઉદ્ધઉપણું. (૨) અહંકાર. (૩) ખાલી ઠાઠ કરવો.

ઉભ, સ્ત્રી. ફૂગ.

ઉભક, (–કો), સ્ત્રી.પુ.(સં.उद्+वम्=ફેલાઈ જવી ઉ.) ખકારું; ઉછાળો; ઓકારી.

ઉભટ, વિ. (પ્ર) ઉભાઈ ગએલું; ઉભરાયું. (૨) બોરું. (૩) ઉતરી ગએલું. (૪) કોહેલું. [ વળવી તે.

ઉભરાણ, ન. ઉભાઇ જવું તે; ફૂગ

ઉભડું, વિ. ઉતરી ગએલું; બગડી ગએલું. (૨) વાસી.

ઉભડીઉં, ન. ઉધીઉં.

ઉભવું, અ. ક્રિ. ફૂગાવું; સડી જવું. (૨) બોરું થઈ જવું.

ઉભળ, પુ. ઉકળો વગ.

**ઉમળવું**, અ. ક્રિ. વળ ઉતરી જવો. (૨) કોહાણ; રોગનું ફરી પદ આવવું.

**ઉમળેક**, જુઓ ઉપલક.

**ઉમાડીઆં**, ન. ઉંમાડીઉં; લાકડું સળગાવી હાથમાં રાખવું તે.

**ઉમાણ**, ન. ( સં. उत्+मान= નિશાન ઇ.) ખેતરની હદ બતાવવાને કરેલો ઉચો ટેકરો; બાણ. (૨) ઉન્માર્ગ.

**ઉમાન**, વિ. છાતીવાળું. (૨) નિર્ભય.

**ઉમાણું**, ન. ગુમડું.

**ઉમાળો**, પુ. છાણાંની ગોઠવણ. (૨) એક હાથમાં માય એટલું ઘાસ. (૩) એક જણથી ઉપાડી શકાય તેટલો ભારો. (૪) ઘણીક વસ્તુઓનો નદીમાં તરતો જથ્થો. (૫) ઉભરો. (૬) હોહા; ચર્ચા.

**ઉમેતર**, ન. ઉનાળામાં કુવાનું પાણી પાઇ કરેલો પાક. (૨) લગ્નમાં આવેલા પરોણાઓને રજા આપવી તે.

**ઉમેર**, સ્ત્રી. હળમાં મારવામાં આવતી ફાચર.

**ઉમેલો**, પુ. ઉંમેલો; ઝાડે ફરવાની હાજત થાય તે; ચૂંક.

**ઉમેળવું**, અ. ક્રિ. ઉમેળવું; વાવેલું ફરીથી નાખવું. (૨) તાજું કરવું. (૩) વળ ઉખળે એમ કરવું.

**ઉભટ**, વિ. જરાક ઊંચું હોય તેવું.

**ઉભડ**, પુ. મજુર, ઉઘડીઓ; દાડીઓ.

**ઉભડું**, વિ કાયમ; સ્થાયી.

**ઉભણી**, સ્ત્રી. ઘરની ઉંચાઈ. (૨) ઘરની બેસણી.

**ઉભય**, સ. (સં.) બેઉ; બન્ને.

**ઉભયચર**, વિ. (સં. उभय અને चर्=ચાલવું ઉ.) બેઉમાં ફરનારૂં અને રહેનારૂં.

**ઉભયતઃ**, અ. બંને બાજુએથી.

**ઉભયતાં**, વિ. બન્ને બાજુએ.

**ઉભયથા**, અ. બેઉ રીતે.

**ઉભયપક્ષ**, પુ. (સં.) બેઉ પક્ષ.

**ઉભયલોક**, પુ. (સં) આલોક અને પરલોક એમ બેઉ લોક.

**ઉભયવિધ**, વિ.(સં.) બેઉ પ્રકારનું. (૨) આમ ને તેમ બોલનાર. (૩) ઢોંગી; દંભી.

**ઉભયાન્વયી**, વિ. (સં.) બે પદ અથવા બે વાક્યને જોડનાર. (અવ્યય.)

**ઉભયાન્વિત**, વિ. (સં.) બે તરફથી જોડાએલું.

**ઉભયાર્થ**, વિ. (સં. उभय+अर्थ ઇ.) બે અર્થવાળું; અસ્પષ્ટ. (૨) બેઉ રીતે કામ લાગે એવું.

**ઉભયાલંકાર**, પુ. (સં.) જેમાં શબ્દાલંકાર તેમજ અર્થાલંકાર બેઉ આવતા હોય એવો અલંકાર.

**ઉભરણ**, ન. ઉભરાવું. (૨) જોસ્ ચડવો. (૩) આથો આવવો.

**ઉભરણી**, જુઓ ઉભણી.

**ઉભરામણ**, ન. ઉભરો. (૨) ઉભરાઇને બહાર નીકળી ગયું હોય તે.

**ઉભરાવું**, અ. ક્રિ. ઉભરાઇ જવું; જોસ ચડી આવવો. (૨) ઉફળવું. (૩) ન સમાવું.

**ઉભરો**, પુ. ઉભરાવું. (૨) જુસ્સો. 'ઉભરો બેસવો'=શાંત થવું. 'ઉભરો કાઢવો'=મનની લાગણીનો જોસ બહાર કાઢવો

**ઉભવું**, અ. ક્રિ. ઉભા રહેવું.

**ઉભળવું**, અ. ક્રિ. ફરીને પાછું થવું; અંદરથી બહાર આવવું; ઉથળવું

**ઉભળાવવું**, સ. ક્રિ. પ્રે. ઉભળે એમ કરવું.

**ઉભાઉભ**, અ. તૈયાર ને તૈયાર રહેવું તે; ખડે પગે રહેવું તે; તત્પર ને તત્પર. (૨) ઉભાંઉભાં; ઝટપટ.

**ઉભાર**, પુ. બહારનો દમામ; ઢોંગ.

**ઉભારહેવું**, અ. ક્રિ. ઉભવું

**ઉભારીઓ**, સ્ત્રી. લાખ ભર્યાં વગરની પોલી ઘુઘરીઓ.

**ઉભાળ**, વિ. ઉભેડું; ઉભું હોય તેવું. (૨) ઢાળ પડતું. [ એકદમ.

**ઉભાંઉભાં**, અ. તુરતાતુરત;

**ઉભીશાક**, સ્ત્રી. વગર વઘેરે રાખેલો પાક.

**ઉભુંરહેવું**, જુઓ ઉભવું.

**ઉભેડું**, વિ. ઉભું હોય એવું.

**ઉભેતાં**, બન્ને બાજુ.

**ઉભેળવું**, ક્રિ. ઉખેળવું; બીજી-વાર અનાજ ઓરવું. (૨) કરડ કરવી. (૩) વધેલું ઉખેળવું. (૪) દબાઇ ગએલી વાતને તાજી કરવી. (૫) ભેળવવું. [એવી ડાંગર.

**ઉભેગો**, પુ કરડ; અડધી ખાંડી-

**ઉમટવું**, અ. ક્રિ. ફાળવું; ઉતરવું.

**ઉમડઘુમડ**, વિ. ઘુમટ જેવું છવાઇ રહેલું.

**ઉમડીઉં**, ઉંધીઉં.

**ઉમણું**, વિ. ભૂખ વગરનું.

**ઉમદું**, વિ. ઉત્તમ; શ્રેષ્ઠ.

**ઉમયા**, જુઓ ઉમા; પાર્વતી.

**ઉમર**. સ્ત્રી. વય. (૨) ઉંબરો (ઝાડ). (૩) ઘરનો ઉંબરો. [હોંસ.

**ઉમરખ**, પુ. અમરખ–અભિલાષ;

**ઉમરડાં**, ન. ઉંબરાનાં ફળ.

**ઉમરડો**, પુ. ઉંબરો (વૃક્ષ)

**ઉમરાવ**, પુ. (આ. ઉમરા ઉ.) અમીર; શ્રીમંત.

**ઉમરાવજાદો**, પુ. (આ. ઉમરા+ જાદ્=જનમેલું ઉ.) અમીરજાદો; મોટો માણસ; શ્રીમંતનો કુંવર.

**ઉમરો**, પુ. ઉંબરાનું ઝાડ.

**ઉમલવું**, અ. ક્રિ. (સં. उद्+ मील्=મળવું ઉ.) ઉઘડવું. (૨) ખુલ્લો થવો. (૩) (કળીચૂનાનું) પીગળવું

**ઉમલેટીઆ**, પુ. ચૂંટીઓ; ચીમટીઓ.

**ઉમસ**, સ્ત્રી. મૂર્છા; વાઈ; ઉલટી.

**ઉમળકો**, પુ. પ્રેમનો ઉભરો; વહાલ આવવું.

**ઉમંગ**, પુ. (સં.) આનંદ; હર્ષ; ખુશી. (૨) હોસ. (૩) ઇચ્છા.

**ઉમંગવું**, અ ક્રિ. આનંદવું; ખુશી થવું. (૨) ઉત્સુક થવું. [આનંદી.

**ઉમંગી**, વિ ઉમંગવાળું; હોસી;

**ઉમા**, સ્ત્રી. હિમાલયની પુત્રી; શિવજીની પત્ની; જગદંબા. (૨) કીર્તિ. (૩) કાંતિ. [લાડુ.) ઉંબાડીઉં.

**ઉમ ડીઉં**, પુ. (સં. ઉલ્મુક=મશાલ

**ઉમ મ્હેશ્વર** ન. મરી ગએલાની પાછળ સ્ત્રી પુરુષના જોડાને જે શુભાર વગેરે દાનમાં આપવામાં આવે છે તે.

**ઉમામાહેશ્વરી**, વિ. શંકર-જમની; બેજની.

**ઉમાર્ગ**, પુ. અવળો માર્ગ; અનીતિનો માર્ગ.

**ઉમાલી**, વિ. ઉદાર દિલનું; ખરચાળ. (૨) હોસી; ઉમંગી.

**ઉમેદ**, સ્ત્રી. (ફા.) આશા; ઇચ્છા; હોસ (૨) ભરોસો.

**ઉમેદવાર**, વિ. (ફા.) ઇચ્છાવાળું; આશાએ કામકાજ કરનાર.

**ઉમેદવારી**, સ્ત્રી. ઉમેદવાર તરીકે કામ કરવું; આશામાં કામ કરવું.

**ઉમેરણ**, ન. ઉમેરો; વધારો. (૨) મેળવણ.

**ઉમેરણી**; સ્ત્રી. વધારો. (૨) મેળવણી. (૩) ચડાવો; ઉશ્કેરણી.

**ઉમેરનાર**, ના. ઉમેરો કરનાર. વિ. ઉમેરનારું; વધારનારું.

**ઉમેરવું**, સ. ક્રિ. (સં. उत्+मौल=રચાવવું ઉ.) વધારવું; મેળવવું. (૨) ઉશ્કેરવું.

**ઉમેરાવવું**, સ. ક્રિ. પ્રે. વધારાવવું; મેળવવું (૨) ઉશ્કેરવું, ચડાવવું.

**ઉમેરો**, પુ વધારો. (૨) મેળવણી.

**ઉર**, ન. (સં उरस् ઉ.) હૃદય; છાતી (૨) ધ્યાન. (૩) મન. (૪) આણવું.

**ઉરગ**, પુ. (સં.) સાપ; સર્પ. (૨) એક જાતનો કીડો. [ રાજ; શેષનાગ.

**ઉરગપતિ**, પુ. (સં ) નાગ-

**ઉરજ**, પુ. (સં. उरस्+जन्=જનમવું ઉ.) ઉત્પન્ન થએલું. (૨) છાતી; સ્તન. (૩) કામદેવ; પ્રેમ.

**ઉરઝાવું**, અ. ક્રિ. ગુંચવાવું; મુંઝાવું.

**ઉરણીઉં**, વિ. ગુણઓશિંગણું. (૨) ઋણમુક્ત.

**ઉર્દુ**, (ઉર્દૂ), વિ. હિંદી અને ફારસી ભાષાના મિશ્રણવાળી ભાષા.

**ઉર્ફે**, (ઉર્ફ ), અ. (અા. ઉર્ફ ઉ.) અથવા; અગર. (૨) બીજે નામે; અથવા તો.

**ઉરમંડળ**, ન. (સં.) હૃદયમંડળ.

**ઉરમાળ**, સ્ત્રી. (સં.) છાતી ઉપર લટકતી માળા; હાર.

**ઉરરાગ**, પુ (સં.) હૃદયનો પ્રેમ.

**ઉરવર**, ન. એક જાતનું ફળ; કમળકાકડી.

ઉરવલ્લી, સ્ત્રી. પેટ ઉપર જે વાટા પડે છે તે; ત્રિવલી. (૨) નાભીથી ઉપર જતી બહુજ ઝીણા રૂવાંની હાર.

ઉરવા, પુ. બદનામ; ગીબત.

ઉરસ, વિ. (સં ऒरस ઉ) ઉરથી ઉત્પન્ન થએલું તે; પરણેલી સ્ત્રીથી ઉત્પન્ન થએલો છોકરો. [ છાતી.

ઉરસ્થળ, ન. (સં.) વક્ષસ્થળ;

ઉરસ્ત્ર, ન. (સં.) છાતીનું રક્ષણ કરનારું.

ઉરહાર, પુ. (સં.) ઉરમાળ; બખતર (૨) વિ અત્યંત પ્રિય.

ઉરાડનાર, ના. ઉરાડી દેનાર.

ઉરાડવું, સ. ક્રિ. ઉડે એમ કરવું; ચગાવવું (પતંગ). (૨) ખરચી નાખવું. (૩) ઉછાળવું. (૪) છટકાવી દેવું. (૫) ગુમ કરવું. (૬) ચાપીને ખાઈ જવું. (૭) આક્ષેપ કરવું. (૮) પાયમાલ કરવું. (૯) ખસેડવું.

ઉરાંગઉટાંગ, ન.(અં.) માણસને બહુજ મળતી આવતી વાનરની એક જાત (તેઓ હાથમાં લાકડી લઈ માણસની માફક ટટાર ઉભા થઇ ચાલે છે અને ઘરડા માણસને બહુજ મળતા દેખાય છે. સ્વભાવે શાણા અને મીલનસાર હોય છે.)

ઉરૂ, વિ. મોટું. (૨) વિશાળ. (૩) ઘણું. (૪) ઉંચું.

ઉરૂબરૂ, અ. (ફા. રૂબરૂ. રૂ=મોં + બ=સુધી. ઉ.) સામે છતાં; હાજર છતાં; સન્મુખ; સમક્ષ.

ઉરોજ, ન. (સં. उरस्+जन्= જનમવું. ઉ.) સ્તન.

ઉર્ફે, ન. (અ.) ઉપનામ.

ઉર્વારૂ, સ્ત્રી. (સં) કાકડી.

ઉર્વી, સ્ત્રી. (સં.) પૃથ્વી. (૨) જાંઘનો મધ્ય ભાગ. [મેલ

ઉલ, સ્ત્રી. ઓળ; જીભ ઉપરનો

ઉલક, સ્ત્રી. વમન; ઉલટી. (૨) ઉલટીનો ઉબકો.

ઉલકું, (હુલકું), ન.(સં उल्का =અગ્નિ વરસવો તે.) ઓચીંતા ગભરાટ. 'ઉલકુંપડવું'=ગભરાટને નાસભાગ થઈ રહેવી

ઉલકો, પુ નાળિએરના કાચલાનો વજન લાગેલો અને એકજ કાણાવાળો ગોળો; ટોપો.

ઉલટ, સ્ત્રી. હોંસ. (૨) ઉમેદ. (૩) ઉમંગ (૪) ઉલટાવું; પાછા ફરવું.

ઉલટપલટ, જુઓ ઉલટસુલટ.

ઉલટભેર, વિ. ઉલટભરેલું. (૨) અ. ઉલટથી.

ઉલટવું, અ. ક્રિ. ઉલટથી કરવું; ઉલટભેર ધસવું. (૨) સામા થવું. (૩) મંડી પડવું.

ઉલટસવાલ, પુ. સામો સવાલ. 'ઉલટ તપાસ'=સામાના વકીલની તપાસણી

ઉલટસુલટ, વિ. અવળું સવળું; આમતેમ; હેરફેર. (૨) ઉંધું ચતું; આડુ અવળું

ઉલટાવવું, સ. ક્રિ. ફેરવવું; ઉથલાવવું; પાસું બદલી નાખવું. (૨)

પસારો કરાવવો.

**ઉલટી**, સ્ત્રી. વમન; ઓકારી.

**ઉલટું**, વિ. અવળું; ઊંધું. (૨) વિરુદ્ધ; આડું. (૩) જુદું. (૪) સામું. (૫) સામા પડવું. [ દેશી

**ઉલફત**, સ્ત્રી. (અ.) મોહબત;

**ઉલવું**, અ. ક્રિ. કમી થવું; પૂરી જવું; પુરું થઈ જવું; બંધ પડવું

**ઉલસવું**, અ. ક્રિ. (સં. उत्+लस्=આનંદવું-રમવું. ઉ.) ઉલ્લાસમાં આવવું; હરખાવું. (૨) ખીલવું (૩) લહેરે ચડવું. (૪) ઉલ્લાસથી ઉભરાવું. (૫) મન્દ હસવું. (૬) પ્રકાશવું.

**ઉલળવું**, અ. ક્રિ. એક બાજુએ નમી જવું (૨) ઉપસવું. (૩) ઉછળવું. (૪) હોંસભેર ધસવું. (૫) જતું રહેવું.

**ઉલંઘવું**, સ. ક્રિ. (સં. उत्+लंघ्=ઓળંગવું ઉ.) ઓળંગવું; ઉપરથઈને જવું; પાર ઉતરી જવું; ઉલટી જવું. (૨) અનાદર કરવો.

**ઉલાણ**, વિ. ઉલળી જતું હોય એવું.

**ઉલાયો**, પુ. ઓળાયો.

**ઉલાળ**, વિ. ઉલળતું; એક બાજુના વજનથી નમી પડતું હોય તેવું

**ઉલાળવું**, સ. ક્રિ. ઉલળે એમ કરવું; એકાદ બાજુએ ઢળી-ઢળી-નમી જાય એમ કરવું. (૨) બંધ કરવું; કાઢી નાખવું.

**ઉલાળકુંચી**, સ્ત્રી. જે વાંકા સળીઆથી બારણાનો ઉલાળો ઉઘાડાય છે તે.

**ઉલાળીઓ**, પુ. ઉલાળો. (૨) સ્ત્રીઓનું એક જાતનું ઘરેણું. (૩) કાઢી નાખવું તે; સમાપ્તિ.

**ઉલાળો**, પુ. બારણું બંધ રાખવાનો આગળો. (૨) વલણ; ઉપલો. (૩) ઉછાળો.

**ઉલાંચો**, પુ. આંચકો.

**ઉલાંટ**, સ્ત્રી. ઊંધું વળી જવું.

**ઉલાંટગુલાંટ**, સ્ત્રી. માથું જમીન ઉપર રાખી પગ ઉંચા કરી ઉથલાઈ જવું તે. (૨) વિરુદ્ધ બાજુએ ફરી જવું તે.

**ઉલૂક**, પુ. (સં.) ઘુવડ; રાત્રિને વખતે બહાર નીકળનારું અને દિવસે ઝાડની બખોલમાં ભરાઈ રહેનાર એક પંખી.

**ઉલેચ**, પુ. લુગડાનો કકડો; રૂમાલ; છત્ર.

**ઉલેચણી-ણો**, સ્ત્રી. પુ. ગોળીમાંથી જે પાત્રવડે પાણી લેવામાં આવે છે તે. [ પાણી બહાર ફેંકી દેવું.

**ઉલેચવું**, સ. ક્રિ. થોડે થોડે

**ઉલેચો**, પુ. ચંદરવો; છત્ર.

**ઉલ્ર**, વિ. ઉંચું વરગના વલણવાળું; ઉંચું.

**ઉલ્કા**, સ્ત્રી. (સં.) ઉંબાડિઉં; આકાશમાંથી અગ્નિ વરસવો તે. (૨) આકાશનો અગ્નિ.

**ઉલ્કાપાત**, પુ. આકાશમાંથી અગ્નિ પડવો તે. (૨) મોટો ઉત્પાત; મહા અનર્થ.

ઉલ્કામુખ, ન. (સં.) જ્વાળામુખી પર્વતનું મુખ. (૨) ઉબાડીઆનો બળતો છેડો. [ દાનાઓ.

ઉલ્મા, પુ. (આ.) વિદ્વાનો;

ઉલ્લર, જુઓ ઉલેર.

ઉલ્લંઘન, ન. (સં. उत्+लंघ्=ઓળંગવું ઉ.) કૂદી જવું; ઉપર થઈને જવું. (૨) અનાદર કરવો. (૩) વિરુદ્ધ જવું. (૪) અપરાધ.

ઉલ્લાણ, વિ. ઉછળી જાય એવું; નમેલું.(૨)ના.ગાડાં ઉછળી જાયએવો ઢોળાવ.

ઉલ્લાવનાર, ના. લાડ લડાવનાર; આનંદમાં રાખનાર. (૨) ઝુલાવનાર.

ઉલ્લાવવું, સ. ક્રિ. હુલાવવું; લાડકોડમાં રાખવું. (૨) હાથમાં રાખીને ઝુલાવવું. [ (૨) પ્રકાશવું. (૩) ખીલવું.

ઉલ્લાસવું, અ. ક્રિ. હરખાવું.

ઉલ્લાસી, વિ. (સં.) આનંદી; હરખાએલું. (૨) ખીલેલું.

ઉલ્લાળ, વિ. ઉછળી જાય એવું; નમી જાય તેવું. [ ખૂંચી જવું.

ઉલ્લોજવું, અ. ક્રિ. બંધ પડવું;

ઉલ્લૂ, વિ. મૂર્ખ; ગમાર. (૨) ચાંડા જેવું; અણસમજુ.

ઉલ્લેખ, પુ. લેખ. (૨) વર્ણન. (૩) લખાન. (૪) એક જાતનો અલંકાર. (૫) પ્રમાણ; પ્રસંગ; નિયમ.

ઉલ્લેખવું, સ. ક્રિ. લખવું. (૨) કોતરવું. (૩)વખાણ કરવું (૪)ખત કરવું.

ઉલ્લુલાવવું, સ. ક્રિ. ખુશીમાં રાખવું; લડાવવું. (૨) ઝુલાવવું.

ઉવટ, સ્ત્રી. આપદા. (૨) હેરાનગતિ.

ઉવટણ, ન.(સં. उत्+वर्तं=ફેરવવું ઉ.) શરીરે ચોળવાનો સુગંધી પદાર્થ.(૨)સુગંધી પદાર્થ શરીરે ચોળવો. (૩) ઉટકવાના કામમાં આવતી વસ્તુઓ.

ઉવટણો, જુઓ ઉપરવટણો: બત્તો. [ વગરની જમીનમાં થઈને જવું.

ઉવાટ, સ્ત્રી. કુમાર્ગ; રસ્તા

ઉવારો, પુ. ઓવારો;ઓવારણાં!

ઉવેખ, પુ. ઉપેક્ષા; અનાદર.

ઉવેખનાર, વિ. ઉપેક્ષા કરનાર; આંખ આડા કાન કરી જનાર.

ઉવેખવું, સ. ક્રિ. (સં. उत्+क्षिप्=ધિક્કારવું-ઉપેક્ષા કરવી.) ઉપેક્ષા કરવી; દરકાર ન રાખવી. (૨) ફપાડવું. (૩) હલકું ગણવું. (૪) સાંખવું. (૫) હલકું થવું. [ એમ કરવું.

ઉવેખાવવું, સ. ક્રિ. પ્રે. ઉવેખે

ઉશના, પુ. ભૃગુનો પુત્ર; મોટો આદિ કવિ. (૨) એક યદુવંશી રાજા.

ઉશાપ, શાપને બદલેવો તે.

ઉશાંઉ, ન. દાતરડું.

ઉશીકું, ન ઓશીકું; તકીઓ.

ઉશીનર, પુ. એક પૌરાણિક રાજા; શિબિ રાજાનો પિતા.

ઉશીર, પુ. (સં.) એક જાતનું સુગંધીદાર ઘાસ.

ઉશેટવું, સ. ક્રિ. ફેંકવું; નાખવું.

ઉશેટાવવું, સ. ક્રિ. પ્રે. ઉશેટે એમ કરાવવું.

ઉશ્કેરણી, સ્ત્રી. કોઇની સામે ક્રોધ ઉત્પન્ન થાય એવી શીખવણી; ઉત્તેજન; ચડાવવું.

ઉશ્કેરનાર, વિ. ચડાવનાર; શીખવનાર; ઉત્તેજન આપનાર; સામે થવાની સલાહ આપનાર.

ઉશ્કેરવું, સ. ક્રિ. કોઇને ચઢાવવું; ઉત્તેજન આપવું; શીખવણી કરવી. (૨) જગાડવું; ચડાવી મુકવું.

ઉશ્કેરાવવું, સ. ક્રિ. પ્રે. ઉશ્કેરાય તેમ કરવું.

ઉષદાત્ત, પુ. ગુજરાતના નહપાન રાજાનો જમાઇ. ઉષદાત્તે મોટા મોટા પુણ્ય કર્મો કરી પોતાનું નામ ધર્માત્મા તરીકે ગણાવી મુક્યું હતું. નાશિક અને કારલીમાં તેનાં પુણ્યકર્મોની વિગતો આપેલી છે. તે બહુ મોટો દાનવીર હતો.)

ઉશ્વાસ, પુ. (સં.) ઉચ્છ્વાસ. ઉંચો શ્વાસ;

ઉષઃકાળ, પુ. (સં. उष्=પ્રકાશવું, ઝળવું, તેજસ્વી થવું ઇ.) પ્રભાતનો સમય, સૂર્યોદયનો સમય.

ઉષા, સ્ત્રી. (સં.) પ્રભાત; મળસકું. (૨) ખારી જમીન; ઉખર ભોંય. (૩) પ્રભુ. સંધ્યાકાળ. (૪) ઓખા; બાણાસુરની પુત્રી.

ઉષ્ટ્ર, ન. (સં.) ઉંટ.

ઉષ્ટ્રિકા, સ્ત્રી. (સં.) ઉંટડી.

ઉષ્ણ, વિ. (સં.) ઉનું; ગરમ.

ઉષ્ણકટિબંધ, પુ (સં. उष्ण+कटिबंध ઇ.) વિષુવવૃત્તથી ૨૩ ૧/૨ અંશ ઉપરનો અને ૨૩ ૧/૨ અંશ નીચેનો પ્રદેશ. (આ કટિબંધમાં જેટલો તાપ પડે છે તેટલો પૃથ્વીના બીજા ભાગોમાં પડતો નથી.)

ઉષ્ણતા, સ્ત્રી (સં.) ગરમી; તાપ. (૨) અગન; બળતરા.

ઉષ્ણતાનયન, ન. (સં. उष्णता+आ+नी=લઇ જવું, ઇ.) ગરમીને લઇ જનાર. (૨) ગરમીને લાવવાની ક્રિયા.

ઉષ્ણતામાપક, વિ. (સં.) ઉષ્ણતાનું માપ કરનાર; ગરમી માપનાર.

ઉષ્ણતાવાહક, વિ. (સં.उष्णता+वह्=લઇ જવું-વહેવું, ઇ) ગરમીને લઇ જનાર.

ઉષ્ણમાનયંત્ર, ન. ગરમી માપનાર યંત્ર.

ઉષ્ણાળું, વિ. ગરમીવાળું; ગરમ.

ઉષ્ણાંશુ, પુ. (સં. उष्ण+अंशु=કિરણ ઇ.) સૂર્ય; જેનાં ગરમ કિરણો છે એવું.

ઉષ્ણોદક, ન. (સં.उष्ण+उदक=પાણી) ગરમ પાણી.

ઉસ, પુ. ખારાપણાને લીધે

જમીન ઉપર ખારનું પાણી પટ જામી આવે છે તે. (લોકો તેને લુગડાં ધોવામાં વાપરે છે.) (૨) ઘેરડી.

**ઉસટ**, વિ. સટ (સેટ) નું નહિ તું; વારકાઓનો જે ગંજ-સેટ કરવામાં આવે છે તેમાંનું નહિ એવું.

**ઉસપવું**, સ. ક્રિ. હોડીમાંથી પાણી ઉલેચવું. (૨) ખાલી કરવું. (૩) ...ન કરવું.

**ઉસરડવું**, સ. ક્રિ. ભેગું કરવું; ...ઠું કરવું. (૨) એકઠું કરી નાખવું. (૩) ઉલેચવું. (૪) કાઢી નાખવું.

**ઉસરડાવવું**, સ. ક્રિ. પ્રે. ઉ... એમ કરાવવું; ભેગું કરાવવું. (૨) ...ચારવું. (૩) વાળી ઝાડી નખાવવું.

**ઉસરણ**, ન. ઓછું થવું. (૨) ...ટો. (૩) ઉમેરણ.

**ઉસર-પાટો** પુ. પાયમાલી; નાશ.

**ઉસરવું**, અ. ક્રિ. નાશ થવો. (૨) ઓછું થવું. (૩) ટળવું; જતા રહેવું.

**ઉસરી-ખેડ**, પુ. ભાડુતી ખેડુ; ...રવાડીઓ.

**ઉસારવું**, સ. ક્રિ. ઉપાડવું.

**ઉસેડવું**, સ.ક્રિ. જુઓ ઉસરડવું

**ઉસેવણ**, ન. ધોવા અથવા રંગ... ...ા ઉકાળાઓનું પાણી.

**ઉસેવવું**, અ. ક્રિ. સુતર અથવા ...ને ઉકાળાઓમાં બોળી રાખવા (૨) ...; આપવો; ધોવું.

**ઉસ્તવાર**, વિ (ફા.) ભોનવર. (૨) વાદમાં ફરે નહિ એવું; દઢ. (૩) છાતીવાળું. [ (૨) દઢતા.

**ઉસ્તવારી**, સ્રી. (ફા.) મજબુતી.

**ઉસ્તાદ**, (ફા.) અદતાદ. શાખવનાર. (૨) વિ. કાબેલ; પહોંચેલું.

**ઉસ્તાદી**, સ્રી. મહેનગીરી. (૨) સામેલિયત; કુશળતા (૩) પક્કાઈ; ચાલાકી. (૪) યુક્તિ.

**ઉળુખળો**, પુ. (સં. उलूखल ઉ) ખાંડણીઓ.

**ઉંખ**, સ્રી. ઇચ્છા.

**ઉંગણ**, ન. (સં. अंजन ઉ.) ઉંજવું. (૨) ધરી ઉપર તેલ સીંચવું.

**ઉંચકતું**, વિ. બહેકું; ઘી કે માંસ ભજ્યા વગરનું. [ કરવું.

**ઉંચકવું**, સ. ક્રિ. નીચેથી ઉંચું

**ઉંચકામણ-ણી**, ન. સ્રી. ઉંચકવાની મજુરી.

**ઉંચકામણી**, સ્રી. ઉપડામણી.

**ઉંચકીજવું**, ઉપાડીને લઇ જવું.

**ઉંજણ**, ન. (સં. अञ्ज = આંજવું ઉ.) ઉંજવું; ઉંજવાના સાધન (૨) ઉંજણી નાખવી. (૩) ઉંજણીની વસ્તુ. [વાની રીત.

**ઉંજણી**, સ્રી. ઉંજવું તે; ઉંજ...

**ઉંજવું**, સ. ક્રિ (સં. अञ्ज् = આંજવું ચોપડવું ઉ.) તેલ આંજવું. (૨) મંત્ર ભણી વા નાખવો.

**ઉંજાવવું**, સ. ક્રિ. પ્રે. કોઈની

પાસે ઉજવાની ક્રિયા કરાવવી; મંત્રાવવું. (૨) ચીસ્ટ ચોપડાવવું.

ઉટાંટીઓ, પુ. નાનાં છોકરાંને થતો મોટી ઉધરસનો રોગ.

ઉડળ, સ્ત્રી. (સં. उड्डीन=ઉડવામાં ચારાવો આરવો. ) એક હાથની બાથ

ઉંડળગુંડળ, ન ગોળોવિંડાગો વાળવો (૨) જેમ તેમ ખોસવું. (૩) પેટમાં ગોળા વળવા; ચૂંક આવવી. (૪) વિ. ઢુંઢુંથવું; ઉદકું સુસકું.

ઉંડાઈ, સ્ત્રી. ઉંડાણ.

ઉંડાણ, ન૦ ઉંડાપણું; ઉંડાઈ.

ઉંડુ, વિ૦ અમુક સપાટીથી જે નીચું ઉતરતું તે. (૨) લાબું; આઘું; ઘણું જ અંદર. (૩) અગાધ; ગંભીર; પાર ન પમાય તેવું. (૪) ચાડું. (૫) ન સમજાય તેવું. ઉંડા ઉતરવું=વિષયની અંદર અંદર વિચાર કરવા જવું. (૨) લેખમમાં જવું. ઉંડાં મૂળ નાખવાં=સ્થિર થવું; મજબૂત થવું.

ઉંહુ, અ. ઓહુ; આ વગેરે.

ઉંદર, પુ. મૂષક.

ઉંદરકણી, સ્ત્રી. ઉંદર પકડવાનું પાંજરું; ઉંદરીઉં.

ઉંદરકણીઉં, ન. ઉંદરીઉં.

ઉંદરકરણી, સ્ત્રી. (સં.) ઉંદરના કાન જેવાં પાંદડાંવાળી એક વનસ્પતિ.

ઉંદરડી, સ્ત્રી. ઉંદરની માદા.(૨) ઉંદરની એક નાના કદની જાત.

ઉંદરડો, પુ. મોટો ઉંદર.

ઉંદરવાઈ, સ્ત્રી. ઉંદર પકડવાનું પાંજરું. [ જેવો એક રોગ.

ઉંદરી, સ્ત્રી. માથામાં થતો લુખસ

ઉંદરીઉં, ન ઉંદરવાઈ. (૨) ઉંદરનું દર.

ઉંધખોદીઉં, વિ. ઉંધું કામ કરનારું; આરંભી આડપી.

ઉંધણવું, અ. ક્રિ. ઉપજવું.

ઉંધમૂંધું, વિ. ઝાંખું; નિસ્તેજ. (૨) ઢળી નજરનું. (૩) મૂખ (૪) ઉંઘ ઉં.

ઉંધીઉં, (ઉંધિયું), ન. પાપડી વગેરે માટલામાં ઘાલી બાફવી તે.

ઉંધીપુતળીનું, વિ૦જેની કીકીમાં સામી વસ્તુનું ઉંધું પ્રતિબિંબ પડતું હોય એવું.

ઉંબર,પુ (સં उदुम्बर રૂ.)ઉમરાનું ઝાડ. (૨) બારણાની બે સાખો વચ્ચેનું જમીન સાથે બેસાડેલું લાકડું.(૩) આંગણું.

ઉંબરો, સ્ત્રી. ઉમરાનું ઝાડ. (૨) બારસાખમાંનું મોટા ઉંબરાથી નાનું એક લાકડું. [ રૂઢિ: ઘુઘર.

ઉંબરૂં, ન. ઉમંરું; ઉમરાનું

ઉંબરો, પુ. જુઓ ઉમરડો.

ઉંબાડીઉં, ન. બળતું લાકડું.

ઉંબી, સ્ત્રી.ઘઉં જવ વગેરે ધાન્યના દાણા જેની અંદર થાય છે તે ડુંડી.

ઉંરૂં, ન. કોસ ખેંચનારા બળદોને ઉતરવાનો ઢાળ પડતો ખાડો.

ઉંહુ, અ. દુઃખપણાનો એક ઉદ્-

ચાર. (૨) ચેપ.

ઉહકારો, પુ. નિસાસો. (૨)હાય હાય; અરેરે (૩) હા કહેવી. (૪) વાતમાં પોતાનું ધ્યાન છે એમ બતાવવ નો અ૦ ક્ત ઉચ્ચાર. (૫) સ્વાભિમાનનો એક ઉદ્ગાર (૬) તુચ્છકારનો એક ઉદ્ગાર. [ ઉઠ.

ઉંહું, અ૦ ના; નાહ. (૨) ક્રૂદ,

---

## ઊ.

ઊ, પુ. ( સં. ऊ ) ગુજરાતી મૂળાક્ષરમાનો છઠ્ઠો સ્વર.

ઊખર, વિ. ( સં. ऊपर )ખારી; ખારવાળી જમીન.

ઊઘલવું, અ ક્રિ. (સં. उद्+लस्=દીપવું-સરખ વું, ઉ ), હસત, રમાતા અને ચોતા બહાર નીકળવું; ઘોડે ચઢી પરણવા જવું. (૨) છલકાવું.

ઊઘલાવવું, સ. ક્રિ. પ્રે. ઊઘલે એમ કરવું. [ માટે લઇ જવો તે.

ઊઘલાવો, પુ. વરને પરણાવવા

ઊચીજવું,. દૂધ દેતાં અટકવું.

ઊઠ વિ. સાડાત્રણ.

ઊઠવું, જુઓ ઉઠવું.

ઊઠવેઠ, સ્ત્રી માથાકુટ; મહેનત. (૨) ચાકરી; સારવાર.

ઊઠાડવું, સ. ક્રિ. જાગૃત કરવું.

ઊઠાં, ન. બ. એકથી સાડા ત્રણના ઘડિયાના ગુણાકારના ગણીઆ.

ઊડજ, વિ. (સં.) ઉડતું; ઉડેએવું. (૨) ઉડનારું (૩) આકાશમાં ચાલનાર. (૪) જેના પડે ફાટય તે.

ઊડણપો, સ્ત્રી. ચંદનઘો. [ગિત્ર.

ઊડણરોગ, પુ. ઉડનો લાગે એવો

ઊડતારોગ, પુ. એક ઉપરથી ઉઠીને બીજાને પકડ એવો વ્યાધિ.

ઊડવું, જુઓ ઉડવું.

ઊઢ, વિ. (સં ) પરણેલું.

ઊઢા, સ્ત્રી. (સં.) પરણેલી.

ઊણનાર વિ ઊણવાનું કામ કરનાર; વણવાનું કામ કરનાર.

ઊણપ, સ્ત્રી. ઓછ; ઘટ.

ઊણમ, સ્ત્રી ઉણપ; ઓછાપણું.

ઊણવું, સ. ક્રિ. (ऊन=ઓછું ઉપરથી ઊણ્ય.) વણાટમાંના જે વાણાતાણા તુટી ગયા હોય તે મેળવી દેવા-વણવું.

ઊણાશ, સ્ત્રી. ઓછપ; ઘટ.

ઊન, વિ. (સં. ऊन) ઓછું. (૨) અપુરૂ. [ વગેરેના શરીર ઉપરના વાળ.

ઊન, સ્ત્રી. (સં.) બકરાં ઘેટાં

ઊરૂ, સ્ત્રી. (સં.) સાથળ; જાંઘ.

ઊરૂસ્તંભ, પુ. (સં.) એક જાતનો વાયુનો રોગ; જ ઘોનું રહી જવું.

ઊર્ણ, ન. (સં) તંતુ; જાળ.

ઊર્ણનાભ, પુ. (સં) કરોળીઓ.

ઊર્ણાયુ, પુ. (સં.) કરોળીઓ.

ઊર્ધ્વ, અ. (સં.) ઉંચે; ઉપર.

ઊર્ધ્વપુંડ્ર, ન. (સં.) ઊભું તિલક.

ઊર્ધ્વરેતા, પુ. (સં.) જિતેન્દ્રિય. (૨) મહાદેવ. (૩) ભીષ્મપિતામહ.

ઊર્મિ, સ્ત્રી. (સં.) તરંગ; મોજું. (૨) એકાએક ઇચ્છા થઇ આવે તે; ઉમળકો.

ઊહાપોહ, પુ. (સં.) સામસામે વાદવિવાદ કરવો તે; વાદ.

ઊંઘ, સ્ત્રી. (સં ઘર્ષણ્=ઘસવું-ઘોં-ઘવું. ઉ. પ્રા. સુણ્ટ્ટ તેનું દે. ઉઘઇ.) ઊંમકાજથી થાકી જઇ આંખો મીચાને આરામ લેવો તે; નિદ્રા. (૨) અજ્ઞાન. (૩) ઝપકી. (૪) આળસ (૫) જંપ. ઊંઘમાં ઝોકવું=આળસ કર્યા કરવું. (૨) અંધારામાં જવું; નિરર્થક જવું. ઊંઘ ન જુએ સાથરો અને ભૂખ ન જુએ ભાખરો= અગત્યને વખતે સારૂં ખોટું જોવાતું નથી. ઊંઘ વેચીને ઉજાગરા=સુખ ગુમાવી દુઃખ કોણ વહોરી લે? ઊંઘતાનો પાડો ને જાગતાની પાડી=સાવધાનીનાં ફળ સારાં.

ઊંઘણરોગ, પુ. આફ્રિકામાં થતો એક જીવલેણ રોગ. (આ રોગમાં માણસને કારમી ઊંઘ આવે છે; અને કેટલાક દિવસ સુધી ઊંઘમાં ને ઊંઘમાં પડી રહ્યા પછી મરણ થાય છે)

ઊંઘણશી, વિ. બહુ ઊંઘનાર; સહેલમાં ઊંઘી જનારું (૨) સુસ્ત; આળસુ

ઊંઘવું, અ. ક્રિ. નિદ્રા કરવી. (૨) આળસમાં પડ્યા રહેવું, અજ્ઞાનમાં રહ્યા કરવું.

ઊંઘાડવું, સ. ક્રિ. પ્રે. ઊંઘે એમ કરવું. (૨) પડતું મૂકવું; શાંત પાડી દેવું.

ઊંઘાળવું, વિ. બહુ ઊંઘનાર.

ઊંચેટું, વિ. ઊંચવાળું, ઊંચે ભરાએલું.

ઊણું, વિ. (સં. ऊन=ઓછું) ઓછું. (૨) ખાલી. 'ઊણું પડવું'=ઓછું પડવું.

ઊંટ, નં. (સં. उष्ट्र पुं.) ઊંચું ને ચોપગું એક ભારવહારી પ્રાણી. (રેતીમાં મુસાફરી કરવામાં તે બહુ ઉપયોગી છે.)

ઊંટકંટો, પું. એક જાતની વનસ્પતિ.

ઊંટડી, સ્ત્રી. ઊંટની માદા; સાંઢણી. (૨) સોનીનું એક ઓજાર.

ઊંટડો, પુ. નર ઊંટ. (૨) ગાડાનો ઢડો. (૩) ક્રેન (માલ ઉપાડવાનો સંચો). (૪) ઊંચો માણસ. (૫) ઊંચો ને લાંબો વાંસડો.

ઊંટવૈદ પુ. લેભાગુ વૈદ.

ઊંટવૈદું, ન. અનાડી દવા.

ઊંટીઊંજીરૂં, ન. ઓથમીજીરૂં.

ઊંટીઓ, વિ. ઊંટ જેવો ઊંચો. (૨) મૂર્ખ; સુસ્ત માણસ.

ઊંહ, અ. દુઃખ, ગર્વ અને અહંકારનો એક ઉદ્ગાર; જુઓ ઉંહ.

ઊંહું, અ. નકારસૂચક ઉદ્ગાર. ના. (૨) અભિમાન. (૩) હઠીલાઇ. જુઓ ઉંહું.

---

ઋ.

ઋ, (સં. ऋ) ગુજરાતી ભાષાના મૂળાક્ષરમાંનો સાતમો સ્વર.

ઋક્, સ્ત્રી (સં., વેદ; ઋગ્વે. (૦) ઋચા.

ઋકાર, પુ. ( સં ) ઋ અક્ષર; ઋનો ઉચ્ચાર.

ઋક્ષ, પુ. ( સં.) રીંછ. (૨) નક્ષત્ર; તારો.

ઋક્ષરાજ, પુ. (સં.) રીંછોનો રાજા; જાંબુવાન. (૨) નક્ષત્રોનો રાજા; ચંદ્ર.

ઋખી જુઓ ઋષિ.

ઋગ્વેદ, પુ. સં ) આર્યોના ચાર વેદોમાંનો પહેલો વેદ.

ઋગ્વેદસંહિતા, સ્ત્રી. (સં.) ઋગ્વેદનો એકલો મંત્રભાગ.

ઋગ્વેદી, વિ. (સં.) ઋગ્વેદ જાણનાર; ઋગ્વેદનો અભ્યાસી. (૨) જેને ઋગ્વેદની રીતિએ સંસ્કાર કરવામાં આવતા હોય તે.

ઋચા, સ્ત્રી. (સં. ऋच् ઉ.) ઋગ્વેદના મંત્રની કડી-પદ.

ઋજુ, વિ. (સં.) સરલ; સીધું. (૨) અનુકૂળ; નરમ.

ઋજુતા, સ્ત્રી. (સં.) સરલતા. (૨) અનુકૂળતા; નરમાશ.

ઋણ, ન. સં.) દેવું (૨) બંધન. ધર્મશાસ્ત્રમાં ત્રણ પ્રકારનું ઋણ કહ્યું છે: (૧) દેવઋણ, (૨) ઋષિઋણ અને (૩) પિતૃઋણ (૪) બાદ કરવાનો આંકડો અને બાદનું ચિહ્ન.

ઋણમુક્ત, વિ. (સં.) કરજથી છૂટ થયેલું. [ ગાંઠી છૂટું થયું તે.

ઋણમુક્તિ, સ્ત્રી. ( સં.) દેવા-

ઋણાનુબંધ પુ. ( સં. ऋण+अनुबन्ध ઉ.) કરજનું બંધન; લેણદેણને સંબંધ. [ વાળું.

ઋણી, વિ. (સં.) દેવાદાર; કરજ-

ઋત, ન. (સં.) સત્ય; સાચું. (૨) પાણી (સ્ત્રીઓને રજ આવવું તે.

ઋતુ, પુ. સં.) કાળવિશેષ. (૨)

ઋતુકાળ, પુ.(સં.) ગર્ભાધાનકાળ; પ્રજોત્પત્તિનો કાળ.

ઋતુદર્શન, ન. (સં. ऋतु=રજ+दृश्=દેખાવું. ઉ.) રજનું દેખાવું.

ઋતુપ્રાપ્તિ, સ્ત્રી. (સં.) રજનું પ્રાપ્ત થવું; અટકાવ આવવો. [ફેરફાર.

ઋતુભેદ પુ ઋતુઓમાં થતો

ઋતુમતી, વિ. ( સં.) રજસ્વલા; જેને ઋતુ આવેલ હોય એવી સ્ત્રી

ઋતુરાજ, પુ. ( સં.) ઋતુઓનો રાજા; વસંતઋતુ.

ઋતુવર્ણન, ન. (સં.) ઋતુઓનું જેમાં વર્ણન હોય એવું લખાણ.

ઋતુશાંતિ, સ્ત્રી (સં.) સ્ત્રીઓને ઋતુ આવ્યા પછી તન્નિમિત્તે જે ક્રિયા કરવામાં આવે છે તે.

ઋતુસંહાર, ન. ઋતુવર્ણન; મહાકવિ કાલિદાસનું એ નામનું સંસ્કૃત કાવ્ય.

ઋતુસ્નાતા, સ્ત્રી ઋતુકાળ પૂરો થવાથી નાહેલી સ્ત્રી. [ (૨) ખાલી.

ઋતે, અ. (સં.) વિના; વગર

ઋત્વિજ, પુ. (સં. ऋत्विक्) પુરોહિત; આચાર્ય.

ઋદ્ધિ, સ્ત્રી (સં.) સિદ્ધિ. (૨) લક્ષ્મી. (૩) આબાદી; રિદ્ધિસિદ્ધિ.

ઋષભ, પુ. (સં.) બળદ. (૨) ... ઋષિ. (૩) આદિ જીન. (૪) વિ. અતિ ઉત્તમ. (૫) સાત સૂરમાંનો બીજો સૂર.

ઋષિ, પુ. (સં.) સંસારથી વિરક્ત; મુનિ; આચાર્ય; તપસ્વી.

ઋષિકુમાર, પુ. (સં. ઋષિનો પુત્ર.

ઋષિકુળ, ન. ઋષિઓનો સમુદાય (૨)જેમાં અતિ ઉત્તમ જ્ઞાન આપવામાં આવતું એવી એક પ્રાચીન કાળની સંસ્થા.

ઋષિપત્ની, સ્ત્રી. (સં.) ઋષિની સ્ત્રી. [ ભાદરવા સુદ પાંચમ.

ઋષિપંચમી, સ્ત્રી. (સં.)

---

## એ.

એ, પુ. (સં. ए) ગુજરાતી મૂળાક્ષરોમાંનો આઠમો સ્વર.

એ અ. અરે; ઓ; હે.

એ, સ. (સં. इदम्=આ ઉ.) આ. (૨) તે. (૩) પેલું

એઉ. સ. એઓ (માનાર્થે.)

એઓ, સ. 'એ'નું બહુવચન; એઉ. (૨) પેલા.

એક, વિ. (સં.) પહેલો અંક. (૨) મુખ્ય. (૩) અમુક. (૪) સરખું. (૫) આશરે.

એકએક, વિ. દરેક; એક પછી એક.

એકકોરે, અ. એક બાજુએ. એકાગમ.

એકચક્રવે, અ એકજ રાજાના હાથમાં બધી સત્તા હોય તેમ.

એકચિત્ત, ન. (સં.) ધ્યાન; લક્ષ. (૨) વિ. જેનું મન એકજ બાબતમાં લાગેલું હોય એવું.

એકછત્રે, (સં. एक + छत्र= છત્ર. ઉ) ઘણા મોટા પ્રદેશ ઉપર એકજ જણનું રાજ્ય હોય તેમ.

એકજ, વિ. માત્ર એક.

એકજણ, ન. (સં. एक+जन= માણસ ઉ.) એક માણસ; અમુક એકજણ.

એકજથે અ. (સં. एक+युथ= ટોળું. ઉ.) એક સાથે; એક ઠેકાણે; અખંડ; આખું.

એકઠું, વિ. (સં. एक+स्था= ઊભું રહેવું. ઉ.) એકત્ર કરેલું; ભેગું. એકઠું કરવું=સંપ-મેળ કરાવવો. એકઠું થવું= મળી જવું; એક થવું.

એકડેએક, પુ. એકથી તે સો લગી બોલવા-લખવાનો એક આંક. (૨) એક સંજ્ઞા. એકડેએકથી= પહેલેથી; આરંભથી.

એકડો, પુ૦ એકનું જે ચિહ્ન તે; આંકડો. એકડો કરવો=સહી કરવી. (૨) કબુલાત આપવી. એકડો લેવો=કબુલાત લેવી. એકડો કાઢી નાખવો-તુચ્છકારી નાખવું. એકડા વિનાના મીંડાં=મુખ્ય

વસ્તુ વગરનું બધું નકામું

એકતરફી, વિ૦ નકામું; એક પક્ષનું; એક બાજુનું.

એકતા, સ્ત્રી. (સં.) એકપણું.

એકતારૂં, વિ. એકતાનપણું; સળંગ એક તારનું

એકતારો, પુ. જેને એકજ તાર હોય એવું વાજીંત્ર; તંબુરો

એકતાલ, પુ. (સં.) જેમાં એકજ તાલ આવે એવા રાગ (૨) વાયન-માં તાલ દેવાનો એક ભેદ. (૩) ઐક્ય

એકતાળી, વિ. (સં.) ચાળીશ ને એક; ૪૧.

એકતાળો, પુ જેમાં મૃત્યુના એકતાળીશથી શેર થાય એવો લેખ (૨) કોઇ પણ સૈકાના ૪૧ મી સાલે પડેલો દુકાળ.

એકત્ર, વિ. (સં. एक+त्र, ) ભેળું; એકઠું. (૨) ભેગું કરેલું. (૩)સરખું.

એકત્રતા, સ્ત્રી. એકત્રપણું; મેળ; સંપ

એકત્રીશ, વિ.ત્રીશ ને એક;૩૧.

એકત્વ, ન. (સં.) એકપણું. (૨) સંપ. (૩) મળતાપણું; મેળ.

એકદંભુ, વિ. એક થાંભલા વાળું; એક થાંભલા ઉપર બાંધેલું

એકદમ, અ. (ફા. એ+દમ= શ્વાસ ઇ.) તાબડતોબ, લાગલાગટ; જુસ્સાભેર.

એકદળ, વિ. (સં. एक+दल= પાંદડું) એક પાંદડીનું. (૨) એક વખતનું

એકદળીઆં, વિ. એકજ દળ-વાળા. (૨) એકજ પાંદડાવાળા

એકદંડ, પુ (સં.) એક, આ-ધાર; એક તરફની થોડીઘણી મદદ

એકદંત, (સં.) ગણપતિ. (૨) એક દાંતવાળો હાથી.

એકદંડીઉં, વિ (સં.एक+दण्ड= લાકડી-રસ્તુ.) એક થાંભલાવાળું. (મોટા એક થાંભલા ઉપર મેડી કરી તેમા અસલના રાજાઓ અણમાનીતી રાણીઓ અને કુંવારી કન્યાઓને પહેરામાં રાખતા) (૨) મરણ થતા પહેલાંનો શ્વાસ (એક ડચીઓ શ્વાસ).

એકદા અ. (સં) એક વખત. (૨) કદાપિ (૩) પૂર્વે.

એકદાણીઉં, ન. એકસરખા દાણાવાળું ઘરેણું; મંગળસૂત્ર.

એકદીલ ન. એકમન. [એકતા.

એકદીલી, સ્ત્રી. સંપ; મનની

એકદૃષ્ટિ, સ્ત્રી (સં.एक=મળતું-મન+दृष्टि=નજર-આશય ) જેમનો એક સરખો હેતુ હોય તે; એકતાર (૨) કાણું.

એકદેશ, પુ. (સં.) એકજ હેતુ હોય તે (૨) એકતરફીપણું. (૩) આખી વસ્તુનો અમુક એક ભાગ.

એકદેશી વિ.(સં.) એકજ દેશનું (૨) એક બાજુનું (૩) અધુરૂં.

એકધા, અ. (સં.) એક પ્રકારે,

એકજ રીતે.

એકધારી, વિ. (સં. एक+धारा=અણી) સરખી ધારવાળું.

એકધારૂં, વિ. (સં.) સરખું; એકસરખું.

એકનજર, સ્ત્રી. સરખી નજર; એક વિચાર (૨) એક હેતુ હોય તે (૩) નજર મળવી તે.

એકનસીઉં, વિ. રડીનું; અ ગરી

એકનિષ્ઠ, વિ. (સં. एक+निष्ठा) એકજ નિષ્ઠાવાળું. (૨) વિશ્વાસુ; પ્રમાણિક.

એકનિષ્ઠા, સ્ત્રી (સં. एक+नि+स्था=ઠ રહેવું. ઉ.) એકનીજ ઉપર જે વિશ્વાસ તે; પ્રમાણિકતા.

એકનુંએક, વિ.તેનું તેજ; એકજ.

એકપક્ષી, વિ. (સં.एक+पक्ष=બાજુ+ઇ=વાળું) એક બાજુનું.

એકપણું, ન. એકતા. (૨) સરખાપણું.

એકમારગી, અ. એક રીતે; એક ઢબે. (૨) એક વખત.

એકભાવું, વિ. એકજ ભાવનું.

એકભુક્તાવ્રત, ન. દિવસમાં એકજવાર ખાવાનું વ્રત. [ (૩) પહેલું.

એકમ, સ્ત્રી. પડવો (૨) એક.

એકમગ, અ.એક બાજુ; એક તરફ

એકમજલી, વિ. એક મજ- લાનું; એકમાળીનું. [ એકદિલ.

એકમત, વિ.(સં.) એકવિચાર;

એકમતીઉ, વિ. એક અમુક મતને પકડનારૂં; હઠીલું.

એકમન, વિ. (સં.) એકદીલ; સંપીલુ.

એકમાત્રા, સ્ત્રી.(સં.) એક પાણુ. (૨) અ થોડું; જરા.

એકમાર્ગી, વિ. (સં.) એકજ માર્ગનું; સીધે રસ્તે જનારૂં.

એકમેક, અ. એકબીજાને; પરસ્પર. (૨) વિ. એકની અંદર બીજું લાગી ગયું હોય એવું; એકરસ.

એકમેર, અ.એક તરફ; એક પડખે.

એકર, પુ. (અં.) જમીનનું અમુક ચોરસ માપ. ( ૪૮૪૦ ચોરસ વાર. )

એકરસ, વિ. (સં.) એકપણું થઇ રહ્યું હોય એવું; મળી ગએલું. (૨) બરોબર મળી-ગળી ગએલું (૩)ગુલતાન.

એકરંગી, વિ. એક રંગનું.(૨) એક જાતના સ્વભાવનું. (૩) એકજ જાતના વિચારવાળું.

એકરાર, જુઓ ઇકરાર.

એકરાશ, સ્ત્રી. એક બીજાને મળતાપણું હોય તે; સમગુણતા; સંપ.

એકરૂપ, વિ. એક સરખું હોય તેવું; એકરસ.

એકલ, વિ. એકલું.

**એકલક્ષી**, વિ. એકજ લક્ષવાળુ.

**એકલડું**, વિ. એકલું; માથે વગરનું.

**એકલડોકલ**, વિ. એકલું; સોબત વગરનું; છડું.

**એકલપેટું**, વિ. માત્ર પોતાનુંજ પેટ ભરવું સમજતું હોય એવું; સ્વાર્થી.

**એકલમલ**, વિ. એકલડોકલ; કવચિત્, કોઈક. (૨) જબરદસ્તે મળી આવે એવું. (૩) એકલા. (૪) એકમાર્ગી.

**એકલવાઈ** સ્ત્રી. સોનાનું એક ઘરેણું. [ પુત્ર પરિવાર વગરનું.

**એકલવાયું**, વિ. એકલું; અ.

**એકલું**, વિ. બીજું કોઈ સાથમાં ન હોય તેવું. (૨) માત્ર પોતેજ; ફક્ત; કેવળ. [ સમય.

**એકવખત**, અ. એકવાર; એક

**એકવડું**, વિ. એકીસાથે; નાજુક. (૨) એકતરફે; એકબાજુએ.

**એકવચની**, વિ. એકવચનવાળું. એક વાર બોલે તે પ્રમાણેજ કરે એવું; પ્રામાણિક. [ નબળું.

**એકવડીઉં**, વિ. નાજુક બાંધાનું;

**એકવડું**, વિ. પાતળું; નાજુક બાંધાનું. (૨) એક પડવાળું.

**એકવર્ણસમીકરણ**, ન. બીજ ગણિતના જે સમીકરણમાં માત્ર એકજ અવ્યક્ત પદ હોય તે.

**એકવાર** એક વખત; એકદા.

**એકવારીઉં**, વિ. એક વખતનું. (૨) ના. એકવાર ખંડાએલી ડાંગર.

**એકવિચાર**, પુ. (સં.) મળતા આવવું તે.

**એકવીસ**, વિ. વીસ ને એક; ૨૧.

**એકસટ**, એક આખો જથ્થો. (૨) વિ. એક જથ્થાનું.

**એકસઠ**, વિ. સાઠ ને એક; ૬૧.

**એકસંપ**, પુ. (સં.) એક બીજાની સાથે મળી જવું તે; એકમેકતા કરવી તે.

**એકસંપી**. સ્ત્રી. એકસંપપણું; જુદાઇ નહિ તે (૨) એકમતના થઇ જવું તે.

**એકસાન**, વિ. એકરૂપ.

**એકસેટ**, (-ઠ) વિ. સાઠ ને એક; ૬૧.

**એકસેરું**, વિ. એક સેરવાળું.

**એકસો**, વિ. સો; ૧૦૦.

**એકહથ્થુ**, વિ. એક જણના હાથથી થયેલું; એકજ જણના હાથમાં હોય એવું. [એક થયેલું હોય તે; કુલ.

**એકંદર**. વિ. બધું મળીને જે

**એકાએક**, ઓચીંતું એકદમ.

**એકાકાર** વિ. (સં. एक+आकार) એક સરખા આકારનું; સેળભેળ; એકતાર. (૨) ના. સઘળા આકાર થઇ જવું તે.

**એકાકારતા**. (એકાકારપણું). એકજ આકાર હોય એવું હોવાપણું; સમતા.

**એકાકી**, વિ. (સં.) એકલું; સાથ વગરનું. (૨) ઓચિંતું; એકદમ. (૩) અસહાય; નિરાધાર.

**કામદાની,** (ફા.) એક પ્રકારનું લુગડું.

**કામદાર** વિ. કારભારી, (૨) કામ કાજ કરનાર; દિવાન.

**કામદારી,** સ્ત્રી. કામદારપણું.

**કામદુધા,** સ્ત્રી. કામધેનુ.

**કામદુર્ગા,** જુઓ કામધેનુ

**કામદૂતી,** સ્ત્રી. મદનદૂતી; કોયલ.

**કામદૃષ્ટિ,** સ્ત્રી. [ સં. ] કામની, ઇચ્છાવાળી નજર.

**કામદેવ,** પુ. [ સં. ] કામભોગ ની ઇચ્છાનો જે કલ્પિત દેવ તે; મદન.

**કામધંધો,** પુ. કામ અને ધંધો; વેપારરોજગાર.

**કામધેનુ,** સ્ત્રી. [ સં. ] મન-કામના પૂર્ણ કરનારી એક સ્વર્ગીય ગાય.

**કામના,** સ્ત્રી. [ સં. ] ઇચ્છા; અભિલાષ. (૨) ભાવ. (૩) પ્રીતિ; ઉમેદ; વાસના.

**કામની,** જુઓ કામિની

**કામબાણ,** ન. [ સં. ] કામ-દેવનું બાણ. (કામનાં પાંચ બાણ ગણા-વેલાં છેઃ ૧ અરવિંદ, ૨ અશોક, ૩ આમ્ર, ૪ નવમલિકા, અને ૫ નીલો-ત્પલ. (૨) નેત્ર કટાક્ષ.

**કામભાવ,** પુ. [ સં. ] કામની ? ઇચ્છા-અભિલાષ તે.

**કામરૂપ,** વિ. [ સં. ] ઇચ્છામાં આવે એવું રૂપ ધરનાર.(૨)સુંદર; મોહક.

**કામલેટ,** એક નવતનું ઊનનું કપડું.

**કામવતી,** વિ. [ સં. ] જેને કામવાસના હોય એવી સ્ત્રી.

**કામ-વાસના,** સ્ત્રી. [ સં. ] કામનો અભિલાષ; વિષયેચ્છા.

**કામ-વિકાર,** પુ. [ સં. ] વિ-ષયાભિલાષને લીધે મનુષ્યના મનમાં ફેર-ફાર થવો તે. [ વધવું તે.

**કામવૃદ્ધિ,** સ્ત્રી. [ સં. ] કામનું

**કામ-શર,** જુઓ કામબાણ.

**કામ-શાસ્ત્ર,** ન. [ સં. ] સ્ત્રી-પુરુષના સંયોગની બાબતનો જેમાં ઝી-ણવટથી વિચાર કરેલો હોય તે, (ગ્રંથ-પુસ્તક ); કોકશાસ્ત્ર; અનંગરંગ.

**કામસ,** પુ. ગોળનો મેલ, શેરડીના રસનો કચરો. [ કામને અ?

**કામસર,** અ. કામને માટે. (?

**કામસૂત્ર,** ન. [ સં. ] કામ ભોગવિલાસની રીતિઓનું જેમાં સંક્ષે વર્ણન આપેલું છે એવું એક વાત્સાય બનાવેલું સંસ્કૃત પુસ્તક.

**કામહીણ,** વિ. [ સં. ] નપુંસક હીજરો. (૨) ભાવનારહિત, અરાકત.

**કામળ,** પુ. જુઓ કામળી.

**કામળી,** સ્ત્રી ધાબળી.

**કામળીઓ,** પુ. કામળીના જેવ રૂવાં વાળો ચોમાસામાં થતો એક છવડો.

**કામળો,** પુ. [ સં. कम्बल ] મોટી કામળી. (૨) કામળીઓ છવડો.

**કામા,** સ્ત્રી. [ સં. ] સુંદરી; સ્ત્રી

કામા, પુ. ઢંગ. (૨) [ अं. ] અલ્પવિરામ.

કામાક્ષી, સ્ત્રી. [ सं. જેની આંખોમાં કામ હોય એવી સ્ત્રી (૨) એક તાંત્રિકદેવી

કામાગ્નિ, [ सं. काम+अग्नि ] ઈશ્કનો તાપ; કામવાસનાનો તાપ

કામાટી, પુ દખ્ખણના ખેતી અને મહેનત મજુરી કરનાર લોકોની એક જાત; એ જાતનો પુરુષ.

કામાતુર, વિ. [ सं. ] ઇશકના આવેશવાળું, કામવિશે આતુર. [ અગ્નિ.

કામાનલ, પુ. [ सं. કામનો

કામાર્થુ, વિ. કામકાજ કર્યાં કરનાર; ઉદ્યોગી. [ ચાકરડી.

કામારી, વિ કામકાજ કરનારી સ્ત્રી;

કામાવેશ, પુ. [ सं. काम+आवेश ] કામનો જુસ્સો.

કામાસન, ન. [ सं. ] કામ દબાય એવું આસન.

કામાસ્ત્ર, ન. [ सं. काम+अस्त्र ] કામદેવનું ફેંકવાનું હથિયાર.

કામાંધ, વિ. [सं. काम+अंध ] કામ વ્યાપવાથી સારાસારવિચાર ગુમાવી બેઠેલું; કામમુગ્ધ. [ સુંદર સ્ત્રી

કામિની, સ્ત્રી. [ सं. ] સ્ત્રી;

કામી, વિ. જેને કામની બહુ જ ...રહેતી હોય એવું.

કામુક, વિ. [ सं. ] ઇચ્છા રાખનાર. (૨) કામી; વિષયી; લંપટ

કામુકા, સ્ત્રી. [ सं. ] જેનામાં બહુ કામ વૃત્તિ હોય એવી સ્ત્રી; વિલાસિની

કામું, ન કામ; કાર્ય. (૨) વ્યાપાર; ક્રિયા. [ ઇચ્છાવાળું.

કામેચ્છુ, વિ. [ सं. ] કામની

કામેટી, સ્ત્રી. [ अ. ] મંડળી. (૨) પરીક્ષા; તપાસ.

કામેશ્વર, પુ. [ सं. ] શિવ; શંકર; મહાદેવ. [ દુર્ગાદેવી

કામેશ્વરી, સ્ત્રી. [ सं. ] પાર્વતી:

કામો, પુ. કામ; મોટું કામ; પરાક્રમ

કામોદય, પુ. [ सं. ] કામનો ઉદય થવો તે; જુવાની.

કામોરો, પુ. કામકાજ કરનાર.

કામ્ય, વિ. [ सं. ] ઇચ્છાવાળું; લાભની ઇચ્છાવાળું. (૨) કર્તવ્યકર્મ. (૩) સુંદર. [ ઇચ્છાવાળાં કર્મો.

કામ્યકર્મ, ન. [ सं. ] ફળની

કામ્યતા, સ્ત્રી. [ सं. ] સુંદરતા.

કામ્યશ્રાદ્ધ, [ सं. ] જેમાં અમુક ઈચ્છા-ફળ રહેલું હોય એવું શ્રાદ્ધ.

કાય, સ્ત્રી. કાયા; શરીર; કલેવર.

કાયકષ્ટ, ન. દેહનું દુઃખ; શરીરની પીડા. (૨) દેહને તપ વ્રત વગેરેથી દમવો તે. (૩) શારીરિક શ્રમ.

કાયચિકિત્સા, સ્ત્રી. શરીરના રોગ મટાડવાની પરીક્ષા; સારવાર.

**કાંયટીઓ**, પુ. અગિઆરમું સરાવનારો બ્રાહ્મણ.

**કાયટું**, ન. અગિઆરમાનું શ્રાદ્ધ. (એ ક્રિયા નિમિત્ત જે શ્રાદ્ધ, અન્નદાન બલિ વગેરે થાય તે કાયટું.) (૨) અગિઆરમાની શ્રાદ્ધ બ્રહ્મભોજન ઇત્યાદિ ક્રિયાઓ.

**કાયદાસર**, વિ. કાયદા પ્રમાણે હોય એવું.

**કાયદેસર**, અ. કાયદાની રીતે.

**કાયદો**, પુ. કોઇપણ જાતનો વ્યવહાર સારી રીતે ચલાવવાને માટે કરેલા નિયમો; ધારો; કાનુન; હુકમ. (૨) ઘોડાના ચોકડા સાથે સંબંધ રાખતી દોરી.

**કાયનાત**, સ્ત્રી. [ અ. ] શક્તિ; બળ. (૨) માલ; વિસાત નુર.

**કાયફળ**, ન સોપારી જેવડું ઔષધિના કામમાં આવતું એક ફળ.

**કાયફળી**, સ્ત્રી. કાયફળનું ઝાડ.

**કાયમ**, વિ. [ અ. ] હમેશનું; નિત્ય; સ્થિર; મંજુર; મુકરર. ક્રિ૦ પ્ર૦ કાયમ કરવું=બહાલ કરવું. કાયમ રાખવું=મંજુર રાખવું. (૨) રહેવા દેવું.

**કાયમ-ખરડો**, પુ. તલાટીની એક નોંધપોથી; કાયમતી વિગતવાળું લખાણ.

**કાયમદાયમ**, વિ. હમેશનું; નિત્યનું.

**કાયર**, વિ. [ अं. फायल ( सं. कातर ) ] થાકી અથવા કંટાળી ગએલું; હેરાન. (૨) નાહિમ્મત; બીકણ; ડરકણ. [ ળા.

**કાયરતા**, સ્ત્રી. બીકણપણું; નિર્બળા.

**કાયરપણું**, ન. બીકણપણું.

**કાય-રોગ**, પુ. શારીરિક વ્યાધિ.

**કાયલી**, વિ. રોગથી કાયર થઈ ગએલું; માંદું.

**કાયસ્થ**, પુ. હિંદુઓની એક નાત. (૨) કારકુનીનું કામ કરનારી એક નાત.

**કાયા**, સ્ત્રી. [ सं. ] શરીર. (૨) જનનેન્દ્રિય. કહે૦ માયાને ભય છે, કાંઈ કાયાને ભય છે ?=દેહ નિર્ભય છે, માત્ર તેને માયા વળગેલી હોય તો તે હરાઈ જવાનો ભય રહે છે.

**કાયાકષ્ટ**, ન. [ सं. ] દેહકષ્ટ.

**કાયાકષ્ટી**, સ્ત્રી. શરીરને કષ્ટ આપવું તે; વ્રત, તપ, ઇત્યાદિક. (૨) પીડા.

**કાયાકુટી**, સ્ત્રી. એક જાતની વનસ્પતિ કાગાકુટીનું તેલ=શરીરમાં થતી કળતર ઉપર ચોળવાનું તેલ.

**કાયિક**, વિ. [ सं. ] શારીરિક; શરીર સંબંધી. ( કાયિક, વાચિક અને માનસિક. )

**કાર**, અ. કર્તૃત્વ વાચક પ્રત્યયઃ—ચિત્રકાર, (૨) અક્ષર-ઉચ્ચાર વાચક પ્રત્યયઃ—ककार. (૩) 'પણું' દેખાડનાર પ્રત્યયઃ—અહંકાર. (૪) પુ. ઉદ્યમ; ઉદ્યોગ; ધંધો. (૫) શાખ; આંટ; આબરૂ. (૬) માન; પ્રતિષ્ઠા. (૭) ભાર; બોજ; વજન. (૮) નિશ્ચય. (૯) યત્ન. (૧૦) ક્રિયા. (૧૧) સંબંધ. (૧૨) ફેરફાર. (૧૩) ભોઈ; પાલખી ઉચકનાર.

**કારક**, પુ. [ सं. ] ક્રિયા પ્રયોજક. (વ્યાકરણમાં); વિભક્તિઓનાં જુદા

**કારાગાર,** ન. [ सं. कारा+आगार ] બંદીખાનું; કેદખાનું.

**કારાગૃહ,** ન. [सं.] બંદીખાનું; દુરંગ; જેલ.

**કારાપારા,** પુ. ( બ. વ. ) બુદ્ધિ પુરઃસર કોઇના કામમાં દોષ કાઢવો તે; ખોટું બોલવું તે. (૨) ચુંથાચુંથ

**કારિકા,** સ્ત્રી. [सं.] જેમાં સમજણ આપી હોય કે ખુલાસો કર્યો હોય એવું ગદ્ય કે પદ્યમય લખાણ; ટીકા.

**કારિપેરી,** સ્ત્રી બોલી; બોલવું કંઈ અને કરવું કંઇ એવી વર્તણૂક.

**કારી,** વિ. [ सं. कृ=કરવું ઉપરથી ] કરનારું, કરે એવું, એવો અર્થદર્શક પ્રત્યયઃ–ગુણકારી, મંગળકારી. (૨) [फा.] ઉંડું; જબરું.

**કારીગર,** પુ. [फा.] કારીગરી કરનાર; (૨) હુનરી; કસબી; કર્મકાર (૩) સારું ઝીણું અને નાજુક કામ કરનાર; હોંશીયાર.

**કારીગરી,** સ્ત્રી. કારીગરીનું જે કામ તે; કળાનું–નાજુક ને સુંદર કામ તે; કરામત; કળા; કસબ; ચતુરાઇ; ઉસ્તાદી.

**કારીપારી,** સ્ત્રી. સારું ખોટું કહીને દોષ કાઢવા તે.

**કારુણિક,** વિ. [ सं. ] દયાળુ; કરૂણાવાળું. (૨) કરુણા ભરેલું (૩) દયાજનક. [ દયા.

**કારુણિકતા,** સ્ત્રી. [सं.] કરુણા;

**કારુણ્ય,** ન. [ सं. ] કરુણાનો ભાવ; કરુણા; દયા.

**કારુ,** ન. ભટકતી અને હલકી કારીગરીનાં કામ ઉપર આજીવિકા ચલાવનારી એક જાત :–નાસ્કારુ [તિ લેલ.

**કારેલી,** સ્ત્રી. જેને કારેલાં થાય છે

**કારેલું,** ન. એક જાતનું કડવાશવાળું શાકનું ફળ. (૨) લિંગ; દુષ્ટવસ્તુ. ( તિરસ્કારમાં ).

**કારોબાર.** જુઓ કારભાર. વહીવટ.

**કારોબારી-મંડળ-ળી,** સ્ત્રી. વ્યવસ્થાપક સભા. (૨) અમલ ચલાવનારા મંત્રીઓની મંડળી.

**કાર્ડ,** ન. [अं.] પતું. (૨) જાડા કાગળનો કકડો. (૩) રૂ પિંજવાનું યંત્ર.

**કાર્ડર,** પુ રૂ પિંજનાર; પિંજારો; (૨) પત્તાં ખેલનાર.

**કાર્તવીર્ય,** પુ [सं.] મહિષ્મતિના રાજા કૃતવીર્યના પુત્ર સહસ્રાર્જુન.

**કાર્તાંતિક,** પુ. [सं.]જ્યોતિષ્યનો ધંધો કરનાર; જ્યોતિષી.

**કાર્તિક,** પુ. [ सं. ] વિક્રમ સંવતનો પહેલો માસ; કારતક.

**કાર્તિકેય,** પુ. [ सं. ] શિવ–પાર્વતીનો પુત્ર; કાર્તિકસ્વામી.( એ મહા બળવાન અને સદા બ્રહ્મચારી હતા તેથી લડાઈના દેવ ગણાય છે. )

**કાર્પટ,** ન. [ सं. ] કપાટ.

(૨) કાપલો; જીર્ણ વસ્ત્ર. (૩) વિ. કંગાલ; દીન; ગરીબ. [યાત્રાળુ (૨) કંગાલ.
કાર્પટિક, પુ. [सं.] સાધુ;
કાર્પણ્ય, ન. [सं.] કૃપણતા; દૈન્ય [(૨) રૂનું વસ્ત્ર.
કાર્પાસ, પુ. [सं.] કપાસ; રૂ.
કાર્પાસી, સ્ત્રી. [सं.] કપાસ. (૨) કપાસનો છોડ.
કાર્બન, પુ. [अं.] શુદ્ધ કોયલો; બળી બળીને રહેલું તત્ત્વ.
કાર્બોનિક, વિ. [अं.] કાર્બનનું.
કાર્મુક, ન. [सं.] ધનુષ્ય. (૨) વાંસ; વંશ. (૩) ધનરાશિ.
કાર્ય, ન. [सं.] કામ, કાજ; વ્યાપાર; હેતુ; પ્રયોજન.
કાર્ય-કારણ, ન. [सं.] કાર્યનું ને મૂળ તે. (૨) નૈમિત્તિક હેતુ; આશય
કાર્યકુશળ, વિ. [सं.] કાર્ય કરવામાં હોંશિયાર; કારીગર.
કાર્યક્રમ, પુ. [सं.] કાર્ય કરવાની અનુક્રમવાર ગોઠવણ; કામ કરવાની નક્કી કરેલી યાદી. [વ્યવસ્થા.
કાર્યભાર, પુ. કારભાર; વહીવટ;
કાર્યશક્તિ, સ્ત્રી. [सं.] કામ કરવાની શક્તિ. [કરી-સાધી-લેનાર
કાર્ય-સાધક, વિ. [सं.] કામ
કાર્યસિદ્ધિ, સ્ત્રી. [सं.] કાર્ય-સફળતા; વિજય; ફતેહ.
કાલ, પુ. [सं.] સમય; વખત. (૨) મૃત્યુ; નાશ. (૩) મોસમ; ઋતુ.
કાલ-(લ્ય), સ્ત્રી. જે દિવસે વાત કરતા હોઇએ તેની પહેલાંનો અથવા પછીનો દિવસ. (૨) હમણાં; થોડા વખત ઉપર.
કાલકલાઈ, સ્ત્રી. નાનપણ; બચપણ.
કાલકૂટ, ન. [सं.] ખનિજ ઝેર. (૨) કારસ્કર નામના વૃક્ષના ગુંદરનું ઝેર. (૩) અફીણ. (૪) બહુજ કાળું ઝેર; હલાહલ. [કાઢવો તે. (૨) સપાટ.
કાલ-ક્રમણ, ન. [सं.] વખત
કાલ-ખંડ, પુ. [सं.] યકૃત; જમણા પાસામાં રહેલો એક અવયવ.
કાલ-ચક્ર, ન. [सं.] કાળરૂપી ચક્ર; મોટી આફત
કાલજ્ઞ, વિ. [सं.] કાળને જાણનાર; જોશી. (૨) વખત જોઇ વિચારીને કામ કરનાર
કાલ-ધર્મ, પુ. [सं.] મૃત્યુ; અવસાન, (૨) સમય પ્રમાણે થવું તે. (૩) ઋતુ, મોસમ.
કાલનેમિ-(મી), પું. [सं.] હિરણ્યકશિપુનો પુત્ર.
કાલબુત, ન. જોડાના નમુનાનું પગના આકારનું લાકડાનું મોચીનું હથીયાર. (૨) (ફા) હાડપિંજર.
કાલવવું, ક્રિ. સ મેળવી દેવું; ભેળવવું; ઘુંટવું.
કાલરાત્રિ, સ્ત્રી. [सं.] છેલ્લી રાત; અમાસની રાત

**કાવ્યશાસ્ત્ર**, ન. [ सं. ] જેમાં કાવ્યના ગુણદોષનું નિરૂપણ કરેલું હોય તે; જેમાં કવિતા, તેના રસ, અલંકાર, ગુણ, દોષ વગેરેની મીમાંસા કરેલી હોય તે

**કાશ**, પુ. [ सं. कुश ] એક જાતનું પાતળી સળીઓનું ઘાસ. ( કાશના પાતળા સાંઠા બરડ પણ ગળ્યા અને રસવાળા હોય છે

**કાશ**, સ્ત્રી. પીડા; આડખીલી; નડતર. કહે૦ કાશગઈ.

**કાશલ,-કાસળ**, ન. [ सं. कश्मल=પાપ ] પીડા; ફાંસ; સાલ; નડતર; આડખીલી. ક્રિ૦ પ્ર૦ કાશલ કાઢવું=મારી નખાવવું.

**કાશંડી**, સ્ત્રી. અમુક ઘાટનું પાણીનું પાત્ર. ( બનારસ-નાશિકની બનાવટનો પટ્ટીવાળો બેઠા ઘાટનો લોટો.) કાસન્ડી =મોટા પેટાનો પટ્ટીવાળો લોટો

**કાશ્મીર**, પુ. [ सं. ] પંજાબની ઉત્તરે આવેલો રમણીય પહાડી પ્રદેશ.

**કાશ્મીરી**, સ્ત્રી. એક જાતનું ઊનનું કપડું, (૨) વિ. કાશ્મીરનું.

**કાશ્યપ**, પુ. [ सं. ] એક વૈદિક ઋષિ.(૨) એ ઋષિથી ચાલેલું ગોત્ર.

**કાશ્યપી**, પુ. [ सं. ] ગરુડ. (૨) અરુણ.

**કાશ્યપી**, સ્ત્રી. [ सं. ] પૃથિવી; ધરા. (૨) પ્રજા. (૩) કશ્યપની સ્ત્રી

**કાષાય**, વિ. [ सं. ] રંગીત. (૨) ભગવું; સુખરૂં. (૩) કષાયું; બેસ્વાદ.

**કાષ્ઠ**, ન. [ सं. ] લાકડું; કાઠી. (૨) વનસ્પતિ. (૩) બળતણ; ઇંધણાં.

**કાષ્ઠઘંટા**, સ્ત્રી: લાકડાની ઘંટડી; પશુઓને ગળે બાંધવાનો ડેરો. ( આથી ઢોર ઉતાવળું ચાલી કે દોડી શકતું નથી.)

**કાષ્ઠમય**, વિ તદ્દન લાકડાનું; લાકડાથી ભરપુર. (૨) લાકડાં જેવું. (લા.) સુકું; પાતળું (૩) કઠણ; મજબુત. (૪) નિર્દય; અસર રહિત.

**કાષ્ઠમૌન**, ન. [ सं. ] લાકડું બોલતું નથી તેમ ખીલકુલ બોલવું નહિ તે.

**કાષ્ઠવત્**, વિ. [ सं. ] લાકડા જેવું.

**કાષ્ઠા**, સ્ત્રી. [ सं. ] દશા; સ્થિતિ. (૨) સીમા. પરાકાષ્ઠા=અતિશયતાની હદ; આડો આંક.

**કાષ્ઠૌષધિ**, સ્ત્રી. [ सं. काष्ट+औषधि ] વનસ્પતિની દવા; માત્ર વનસ્પતિમાંથી બનાવેલું ઓસડ.

**કાસ**, પુ. [ सं. ] ઉધરસનો રોગ; ખાસી.

**કાસકંદ**, ન. તાર્તારીમાંનું એક શહેર. (૨) કાસ રોગ ઉપર ઔષધ તરીકે વપરાતું એક જાતનું મૂળીઉં.

**કાસટું**, જુઓ કાચરું.

**કાસદ**, પુ. [ अ. ] સંદેશાવાહક; કાગળ પત્ર લાવનાર લઈ જનાર; ખેપીઓ.

**કાસદીઉં**, ન. કાસદું; કાસદનું કામ. (૨) વિ. કાસદ તરીકે કામ કરનાર.

**કાસદું**, ન. કાસદનું કામ; કાગળ સંદેશા વગેરે લાવવા લઈ જવાનું કામ.

**કાસની**, સ્ત્રી એક વનસ્પતિ-ઔષધિ.

**કાસર**, પુ. [ સં. ] પાડો.

**કાસરી**, સ્ત્રી. [ સં. ] ભેંસ.

**કાસવાસ**, પુ. દમ; શ્વાસ.

**કાસલ-ળ**, જુઓ કરાલ

**કાસંદી**, સ્ત્રી. પડઘીવાળો લોટો. જુઓ કાશંદી.

**કાસંદો**, પુ. એક જાતનો છોડ; કાસંદરો. [ સરોવર.

**કાસાર**, ન. [ સં. ] તળાવ;

**કાસીઉં**, ન. [ સં. काश ] એક જાતનું ઘાસ.

**કાસી-દોરીઓ**, પુ એક જાતનું સુતરાઉ કાપડ.

**કાસુંદરો**, પુ. એક જાતનો છોડવો.

**કાહળ**, ન. [ સં. ] એક જાતનું વાજીંત્ર; શીંગી. (૨) રણશીંગું; તતૂડું.

**કાહિલો**, વિ. [ ફા. ] કાયલી; માંદું, (૨) ચામડીની બળતરા.

**કાળ**, પુ. [ સં. काल ] સમય; વખત; વેળા ( વ્યાકરણ પ્ર. ) ભૂતકાળ, વર્તમાનકાળ, ભવિષ્યકાળ. (૨) મૃત્યુ; નાશ. (૩) યમ અથવા યમનો દૂત. (૪) દુકાળ (૫) દુર્દશા; આફત (૬) હારકશક્તિ; શિવ; શંકર. ક્રિ૦ પ્ર૦ કાળ આવવો=ક્રોધ ચઢવો=ગુસ્સો થવું. કાળ સમાવવો=ક્રોધ મારવો. કાળ થવો=મરણ થવું. કાળ પડવો=દુકાળ પડવો. ૩૦ પ્ર. કન્યાકાળ=કુમારિકાને પરણાવવાનો સમય. કાળ ખૂટવો=આયુષ્ય આવી રહેવું. કાળનું મોં બાળવું=ક્રોધ ન કરવો. કાળ શોકને ખાય=દુઃખનું ઓસડ દહાડા. કાળ જાય ને કહાણી રહે=કાળ તો ચાલ્યો જાય છે પણ કૃત્ય જતું નથી. કાળ પડે ત્યારે કોદરા મોંઘા=જ્યારે વસ્તુની તંગી હોય ત્યારે માલ વગરની વસ્તુ પણ મોંઘી. થઈ પડે છે.

**કાળ-કરાળ**, વિ. [સં.] કાળના જેવું ભયંકર. (૨) પુ ભયંકર કાળ-મૃત્યુ.

**કાળકા**, સ્ત્રી. [સં. कालिका ] એક દેવી; કાળી. ( ગુજરાતમાં પાવાગઢ ઉપર જે દેવી છે તે મોટી કાળકા માતા કહેવાય છે )

**કાળકૂટ**, ન. [ સં. ] કાળું ઝેર; હળાહળ. (૨) અફીણ. (૩) વછનાગ.

**કાળક્રમણ**, ન. [ સં. ] વખત કાઢવો તે.

**કાળક્ષેપ**, પુ. [ સં. काल+क्षि=क्षय=ઓછું થવું. ] નિરર્થક કાળ ગાળવો તે; વિલંબ; વાર.

**કાળગતિ**, સ્ત્રી. [ સં. ] દૈવ; ભાવી; સમયનું બદલાઈ જવું તે.

**કાળચક્ર**, ન. [ સં. ] કાળનું ફરવું તે. (૨) ફેરફાર; કાળના વહનમાં જે સારી માઠી સ્થિતિ ...(૩) નાશ; આફત

નાઢી નાખ્યુ હોય તો તે ઘોડા મરી જેવાય છે ) [ મુખી નાળો હરણ

**કાળિયાર,** પુ હરણના ગોળાનો

**કાળી,** સ્ત્રી [ सं काली-कालिका ] એક દેવી, કાળકા કાળી માતા ( પાવાગઢ ઉપરના દેવી)

**કાળીઉ,** ન ળી ઠી, કીડીઆની ઠી (૨) અફીણ (૩) વિ કાળુ, ળા રગનુ (૪) તમાકુની એ જાત

**કાળીઓ-અરમ્મ,** પુ એ જાતનુ મોટુ ઝાડ [ ળીડ

**કાળી-કુઠી,** સ્ત્રી કીડીઆની ઠી,

**કાળી-ગાંઠી,** સ્ત્રી સ્ત્રીઓનુ ગળામા પહેરવાનું એ ઘરેણ.

**કાળી-ચૌદશ,** સ્ત્રી આસો વદિ ચૌદશ, નરક ચતુર્દશી

**કાળીજીરી** સ્ત્રી એ જાતના ળા ઝીણા અને કડવા બી

**કાળી ટીલી,** સ્ત્રી બદનામી, લાંછન

**કાળી દરાખ,** સ્ત્રી કાળા રગની દ્રાક્ષ

**કાળી દનાજ,** સ્ત્રી [ सं कृष्ण+दद्रु ] જેનાથી ચામડીની સપાટી કાળી થઇ જાય એવી દાદર

**કાળી-નાગ,** પુ ોટો ના ા ળા રગનો સાપ, એ નાગ ( યમુનાના એ ધરામા રહેનારા નાગ )

**કાળી-પરજ,** સ્ત્રી અનાર્ય લોકોની એક જાત, દુબળા

**કાળી-સુરાળી,** સ્ત્રી એ જાતની ગની ઔષધિ

**કાળી-રાત,** સ્ત્રી કાળી ચૌદશ (૨) અધારી રાત (૩) વદિ પક્ષની આઠમની રાત

**કાળી-રોટી,** સ્ત્રી માલપુવા (આઢુ ઝોકી તેને ળી રોટી કે છે )

**કાળુ',** વિ [ सं. काल=કાળુ ] કૃષ્ણ શ્યામ (૨) નઠારુ, દુષ્ટ ક્રિ પ્ર કાળુ કરવુ=ખસી જવુ, ળુ ગણુ ર ર પ કાળી નાગણ=અદ્ભુત ક્રૂર ઝેરવાળી નાગણી-તેવા સ્વભાવની સ્ત્રી

**કાળુ'-ખડો,** પુ એક જાતની વનસ્પતિ

**કાળુ-પાણી,** ન સમુદ્ર (૨) દરીઆનુ પાણી ક્રિ પ્ર કાળા પાણીએ જવુ=સમુદ્ર પાર જવુ (૨) ળા પાણી ઉપર થઇને દૂર જવુ મરાપાણી ઓળગવા-ત્વાબી સજા રવી, દરીઆ પારના દેશોમા જવુ

**કાળો-કેર,** પુ ત્રાસદાયક બનાવ, ભારે જુલમ, મહાભય ર બનાવ, સહાર

**કાળો-કોપ,** પુ ગજબ અત્યત ખરાબ બનાવ (૨) દેવકોપ, જુલમ (૩) ભય ર અને ત્રાસદાયક બનાવ

**કાળો-ચોર,** પુ અધારી રાતે ચોરી કરનાર ખરેખરો-પ્રસિદ્ધ ચોર, પામર ર

**કાળોતરી,** સ્ત્રી જેમા મરણની ખબર લખેલી હોય એવો ાગળ ાળોતરીઓ =અશુભ સમાચાર લઈ જનાર એપીઓ

**કાળો-નાગ,** પુ તરત મરણ થાય એવા આ રા ઝેરવાળો સાપ (૨) ાબદેવ

**કાળોવાળો,** પુ એક જાતના ળા મૂળીઆ ( એક ઔષધિ )

**કાળો-સાલેમ**, પુ. એક જાતની પૌષ્ટિક ઔષધિ.

**કાળો-સોમલ**, પુ. એક જાતનું ખનિજ ઝેર. (સોમલ ધોળો, લાલ અને કાળો એમ ત્રણ જાતનો થાય છે)

**કાં**, અ. [ सं. किम् ] કોઇ સાથે વાત કરવાની શરૂઆત કરવાનો ઉદ્ગાર; (૧) શા સારૂ; કેમ

**કાંઇ**, સ. [सं. किम्-किंचित् ] કંઈ; કંઈક. (૨) વિ. બરોબર નહિ જોએલું, જાણેલું કે સાંભળેલું એવું રૂ. પ્ર. કાંઇનું કાંઇ થઇ જવું=ઉલટસુલટ થઇ જવું.

**કાંઈ-એક**, જુઓ કાંઇક

**કાંઈક**, વિ. (સ.) કંઇક; થોડુ ઘણું; એકાદ.

**કાંઈકાંઈ**, સ. બરોબર સમજાય નહિ એવું ઘણું; કંઇ કંઈ. ઉ૦ કાળજામાં કાંઈ કાંઇ થાય છે. (૨) વિ. જરા; લગાર; થોડુંથોડું.

**કાંઉં**, અ. [ सं. किम् ] શા માટે; શા સારૂ; કેમ.

**કાંક**, સ. વિ. કાંઇએક; કઇક.

**કાંકડ**, ન. એક જાતનું ફળ.

**કાંકડું**, ન. [ सं. कंक ] એક બહુ જ ભુખાળવું પખી.

**કાંકણ**, ન. કંકણ; હાથનું કડું.

**કાંકણ-દોરા**, પુ. (બ વ.) કાંકણ અને દોરો; કન્યાને પહેરાવેલાં કાંકણ અને વરને બાંધેલો મીંઢળ દોરો તે. વિવાહદિક્ષાનાં ચિન્હ. (લગ્નવિધિ પુરો થતાં ગણપતિ આગળ એ છોડી નાખવામાં આવે છે) કાંકણદોરા છૂટવા=વૈવાહિક સમારંભ પુરો થવો.

**કાંકણી**, સ્ત્રી. [ सं. कंकण ] કંકણી; કાંગરાવાળું વલય.

**કાંકરી**, સ્ત્રી. [ सं. कंकर ] નાનો કાંકરો; મરડીઓ; ઝીણો કણ; પત્થરનો નાનો કકડો. ક્રિ. પ્ર. કાંકરી મારવી=ખરે વખતે કામ કરવું. કહે૦ કાંકરી ધરો ફેરિ=નાની વસ્તુથી પણ મોટું કામ થઈ જાય.

**કાંકરી-ચાળો**, પુ છેડતી; અટપલું; અડકચાળું. કાંકરીચાળો કરવો=સામાને ઉશ્કેરણી થાય એવું કરવું.

**કાંકરી-દાવ**, પુ. છોકરાઓની એક રમત; સોગટાંને ઠેકાણે કાંકરીઓ મૂકીને રમાતી એક રમત.

**કાંકરેટ**, સ્ત્રી. (ન.) [अं.] ચુનો, કાંકરા, રેતી વગેરેનો થર. ક્રિ. પ્ર કાંકરેટ કરવી=છૂંદો, પત્થર કે કાંકરા સાથે ચુનો મેળવી તેને ટીપીને બેસાડવું; થર કરવો.

**કાંકરો**, પુ. [ सं. कंकर ] પત્થરનો નાનો ગોળ કકડો; ગાંગડો. (૨) ફાંસ; અડચણ; કંટક; નડતર. (૩) શંકા; વહેમ; ખટકો. (૪) ખીલ. (૫) ચેન. ક્રિ. પ્ર. કાંકરો કાઢી નાખવો=નહિ ગણકારવું; રદ કરવું; નિરૂપયોગી ગણી કાઢવું. આબરૂના કાંકરા કરવા=સાખ ગુમાવવી; વક્કર ઘટાડવો. કાનમાં કાંકરા

અણીદાર અંકોડો. (૭) અણી. (૮) વાંકી અણીદાર આંકડી. (૯) એડી; શંકુ; અંકુરો. (૧૦) ખીલો. (૧૧) વાગે એવું વાંકું હાડકું. (૧૨) ઘોડાના તગનો ખીલો. (૧૩) ગળ. (૧૪) અટકણ; ઠેસ. (૧૫) હરકત; નડતર. (૧૬) ડખ; દરા. (૧૭) પીડા, મુગદલી. (૧૮) વહેમ; શંકા. (૧૯) રીસ; કિન્નો. (૨૦) પાણી; નૂર; તેજ. (૨૧) ડક; મમત. (૨૨) જુસ્સો ક્રિ૦ પ્ર૦ કાંટો કાઢવો=નડતર મટાડવી કાંટો વાગવો=અંતરમાં સાલે એવું થવું. કંઠે કાંટા પડવા=શોષ પડવો. કાંટા વાવવા=વેર કરવું. (૨) પોતાનો માર્ગ મુશ્કેલ થાય એવી રીતે વર્તવું.

**કાંઠલો**, સ્ત્રી. નાનો કાંઠો.

**કાંઠલી**, સ્ત્રી. [ સં. कंठ ] કંઠ-ગળાની આસપાસનો વર્તુલાકાર ભાગ (૨) ગળાની આસપાસનો ગોળ આકો (૩) સાળનું કવડું; વાણાનો તાર તાણાના તારમાં નાખવાનું મોઇ જેવું ઓજાર. (૪) હાંસડી; ગળાનું એક જાતનું ઘરેણું. (૫) વસંત; સગપણ થયા પછી કન્યાને જે ઘરેણું આપવામાં આવે છે તે. (૬) કિનારો; તીર.

**કાંઠો**, પુ. [ સં. कंठ ] કિનારો; તીર; ઓવારો; ઘાટ. (૨) ગોં આગળનો ભાગ. (૩) અંત; છેડો. (૪) હાંસડી; કાંઠલો.

**કાંડ**, પુ. [સં. काण्ड] ગ્રન્થનો ભાગ; પ્રકરણ. (૨) કાતળી. (૩) ન.સૈન્ય.

**કાંડણી-ની**, સ્ત્રી. એક વનસ્પતિ.

**કાંડવું**, ક્રિ૦ સ૦ સતાવવું; દુઃખ દેવું.

**કાંઠાબળીઉં**, વિ. જેના કાંઠામાં બહુ બળ હોય તેવું.

**કાંડપૃષ્ઠ**, પુ. [ સં. ] સૈનિક. (૨) વેશ્યાપતિ. (૩) દત્તક પુત્ર.

**કાંડા-વછોટ**, સ્ત્રી. ખાલી જીકર. (૨) ચરસાચરસી. (૩) કાંડાબળની અજમાશ લેવાની મરદાનગીની રમત.

**કાંડી**, [ સં. काण्ड ] પંજાની ઉપરનો કાંડાનો ભાગ; કાંડું. (૨) (મ.) દીવાસળી; દીવાસળીની પેટી. (૩) વિ. બળવાન કાંડાવાળું.

**કાંડીઉં**, ન. સ્ત્રીઓને કાંડે પહેરવાનું એક ઘરેણું.

**કાંડું**, ન. [સં. काण्ड] પ્રાણીની નીચેનો હાથનો ભાગ. ક્રિ૦ પ્ર૦ કાંડું ઝાલવું=આશ્રય આપવો. (૨) જીંદગીસર નિભાવી લેવાનું માથે લેવું. (૩) મુદ્દામાલ સાથે પકડવું. કાંડું કાપી આપવું=મહી કરી આપવી.

**કાંણાં-કોડી**, સ્ત્રી. બાળકને રમાડવાની એક રીત.

**કાંણું**, ન. ખાડો; દર; પોલ; શાર; છિદ્ર; વેહ; બાકું; ગાબડું. (૨) ખોડ ખોટ. (૩) દ્વાર; બારણું.

**કાંણું**, વિ. કાંણાવાળું; છિદ્રવાળું (૨) જેમાં વસ્તુનો કે વાતનો ટકાવ થાય એવું. (૩) જેની એક આંખ ફૂટી ગઈ હોય એવું. (૪) આંખની ખોટવાળું કહે૦ કાંણાને કાંણું ન કહેવાય=અપ્રિય ભાષણ કરવું નહિ.

કાંત, પુ. [ सं. कान्त ] શ્રીકૃષ્ણ. (૨) ચંદ્ર. (૩) પતિ; સ્વામી. (૪) ન. કંકુ; ખરૂં લોહું. (૫) વિ. સુંદર; રૂપાળું (૬) રેંટીઆની તરાક. [ કાંતવાની આવડત

કાંતણી, સ્ત્રી. કાંતવાની રીત. (૨)

કાંતણું, ન કાંતવાપણું. (૨) જે કાંતવાનું હોય તે. (૩) કાંતવાનું કામ. (૪) સાંજગટ; લંબાવ્યા કરવું તે. (૫) તરાક

કાંતપક્ષી, ન મોર.

કાંત-પાષાણ, પુ. [ सं. ] ચંદ્રમકનો પત્થર. (૨) લોહચુંબક. (૩) એક જાતનું લોઢું. [ ચુંબક.

કાંત-લોહ, ન. [ सं. ] લોહ-

કાંતવું, સ૰ ક્રિ૰ વળ દઇને તાર કાઢવો. (૨) ઝિણાશથી-કરકસરથી કામ કરવું-લેવું. (૩) ચૂંથવું. ક્રિ૰ પ્ર૰ ઝીણું કાંતવું=બારીકીથી કામ લેવું.

કાંતા, સ્ત્રી. [ सं. ] સુંદર સ્ત્રી.

કાંતાર, ન. [सं.] વન; મોટું વન.

કાંતિ, સ્ત્રી. [ सं. कान्ति] દીપ્તિ; શોભા; છબી.

કાંતિદાયક, વિ. [सं.] શોભા આપે એવું; પ્રભા દેનારૂં.

કાંતિનગરી, સ્ત્રી. મોક્ષપુરી.

કાંતિમતી, વિ. શોભાવાળી; સુંદર.

કાંતિવાન, વિ તેજદાર; શોભાવાળું.

કાંતિ-લોહું, ન. [ सं. कान्त-लोह ] કલાઇ ચડાવેલાં લોઢાનાં પતરાં. (૨) લોહચુંબક.

કાં-તો, અ. અગર; વા; અથવા.

કાંદડું, ન. રેંટીઆની તરાકના બે છેડા જેમાં રહે છે તે; ચમરખું.

કાંદો, પુ. [ सं. कन्द ] ડુંગળી; પ્યાજ; હરકોઇ વનસ્પતિના મૂળની ગાંઠ. (૨) મૂળ; થડ ને તેના ઉપરની થોડી લીલી પાંદડી. (૩) ફાયદો; લાભ; નફો.

કાંધ, સ્ત્રી. [ सं. स्कंध ] ખાંધ; ખભો (૨) ગળું; ડોક. (૩) ધુંસરાનું આંટણ.

કાંધલી, સ્ત્રી. ધુંસરી.

કાંધા-ખત, ન. અમુક મુદતે કકડે કકડે અમુક રકમ ભરવાનું લખત.

કાંધીઓ, પુ. [ सं. स्कंधक ] ખભા ઉપર ભાર ઉપાડનાર. (૨) મજુર; મુડદું ઉંચકનાર. (૩) બળદ. (૪) નાણાંની ધીરધાર કરનાર. (૫) ચઢાવનાર; ઉત્તેજક. ક્રિ૰ પ્ર. કાંધ આપવી= મડદું ઉપાડવામાં મદદ કરવી; સહાય થવું. કાંધીઆ કરવા=જે માણસો સ્મશાન ગયા હોય તેમને જમાડવા.

કાંધું, ન. આખી રકમના નક્કી કરેલા ભાગોમાંનો અકેકો ભાગ; હપતો.

કાંધેબળીઓ, વિ. બહુ બળવાન; મજબુત.

કાંધેલી, સ્ત્રી. ધુંસરી; ખાંધ. ગ. કાંધાં પાંજરાંહપતે હપતે નાણાં લેવાદેવાનો ધંધો.

કાંધે-વળીઓ, પુ. દાણચોરો ઉપર દેખરેખ રાખનાર.

કાંધે-વાળીઓ, પુ. કાંધે ઉપાડી હું એવો મોટો બકરો. (૨) વિ. ધુરંધર; ઘરનો બોજો ઉપાડી લે એવો છોકરો કે માણસ.

કાંપ, પુ. [ सं. कंप ] કંપારો; ધ્રુજ. (૨) ચીકણો કાદવ. (૩) સ્ત્રીઓને કાનની બુટીએ પહેરવાનું ઘરેણું (૩) [ અં. ] છાવણી.

કાંપવું, ક્રિ. અ. [ सं. कंप ] થરથર થવું; ડગમગવું; હાલવું; ધ્રૂજવું. (૨) ડરી જવું. [તેટલો જથ્થો.

કાંપો, પુ. ઉટળ; ઉટળમાં માય

કાંબ, સ્ત્રી. [ स. कंबा ]; કામડાનો ગજ; આંકણી.

કાંબડી, સ્ત્રી. કામડી, નાનું કામડું.

કાંબલેટ, સ્ત્રી. ઊનનું ઉંચું કપડું. (૨) વાંસની ચીપ. (૩) આરણી અથવા

કાંશકો, પુ. મોટી કાંશકી. [ જ્ઞાત્ર

કાંશીજોડા, ન. (બ. વ.) કાંસાન

કાંસ, પુ. [ सं. कृष् ] પાણીને દૂર લઈ જવાને બનાવેલી નહેર.

કાંસણું, (કાંસીઉ), કાંસાનું કટાઇ જેવું વાસણ; તાંસળું.

કાંસવું, ક્રિ. અ. [सं. कास] કાંસવું; ઉધરસ ખાવી.

કાંસાકુટ, સ્ત્રી. વાસણોનો ભાગેલો જથ્થો; ભંગાર; કાંસાનાં ભાગ્યાંતૂટયાં વાસણ. (૨) કાંસાના વાસણનો ખડખડાટ.

કાંસાં, જુઓ કાંશીજોડાં.

કાંસીઓ, પુ. કાંસાનો વાડકો.

કાંસું, ન. [ सं. कांस्य ] તાંબા અને કલાઈની મેળવણીની બનેલી એક ઉપધાતુ. (આમાં જસતનો પણ કંઇક ભાગ હોય છે તાંબાની માફક તેને કાટ

**કિટ-ખાયું**, વિ. ઉધઈ લાગેલું; સડી ગએલું

**કિટલી**, સ્રી. [અં.] ચાહાની

**કિટાવું**, અ. ક્રિ કટાવું. (૨) બગડવું. (૩) બેસ્વાદ થવું.

**કિટોડો, કીટરડો**, પુ. ઘી તેલ વગેરેમાંનો નીચે જામેલો મેલો પદાર્થ; કીટું. (૨) ધાતુ ગાળતા તેમાં નિકળતા કચરાનો ગઠ્ઠો; કાટો.

**કિટ્ટ**, પુ. [સં.] કચરો; કાટ.

**કિતવ**, પુ. [સં.] ઠગારો; કપટી; ધુતારો. (૨) જુગારી; વંચક; ખળ.

**કિતાબ**, પુ. (ફા.) ગ્રંથ; ચોપડી; પુસ્તક. (૩) [અ ખિતાબ] ઈલકાબ; પદવી. [ કાનચ; પુસ્તકોની દુકાન.

**કિતાબ-ખાનું**, ન. (આ.) પુસ્ત

**કિતો**, પુ. (આ.) પહોળા જાડા કાપની કલમ; ખરો; હોપિસ્તા. (૨) ખંડ; કકડો. (૩) નકલી નકલ; સદર.

**કિ-દહાડે**, અ. ક્યારે; કયે દહાડે.

**કિનરી**, (કિન્નરી), સ્રી નાનીસારંગી.

**કિનાર**, સ્રી (ફા.) કોર; ધાર.

**કિનારી**, સ્રી (ફા.) કિનાર; કોર; ધાર

**કિન્ડરગાર્ટ**, ન. (અં.) બાલ-વાડી. (૨) ત્રણ ચારેક વર્ષનાં બાળકો માટેના શિક્ષણના એક પધ્ધતિ.

**કિન્નર**, પુ. (સં) ગાવાબજાવવાનો ધંધો કરનારી એક જાતિ અને તેના લોક; સ્વર્ગના ગાયક.

**કિન્નરી**, સ્રી [સં.] કિન્નરની સ્રી (૨) મધુર કંઠવાળી ગાનારી. (૩) સારંગીના જેવું નાનું તંતુવાદ્ય.

**કિન્નરેશ**, પુ. [સં.] કિન્નરોનો રાજા; કુબેર.

**કિન્નાખોર**, વિ. (ફા.) કિન્નાવાળુ; ઝેરીલું; અંટસ રાખે એવું.

**કિન્નો**, પુ. (ફા.) દ્વેષ; ખાર; ઝેર; અંટસ.

**કિફાયત**, સ્રી. (ફા) લાભ; નફો. (૨) વિ૦ સસ્તું; સોંઘું. [સોંઘું.

**કિફાયતી**, વિ. (ફા.) લાભવાળું;

**કિયત**, વિ. [સં.] કેટલું; કેવડું; કેવું.

**કિયું**, સ. વિ. [ સં. किम् ] કયું; કોણ.

**કિરકોલ**, વિ. [મ] છુટક; પરચુરણ

**કિરણ**, ન. [સં.] રશ્મિ; કર; તેજસ્વી પદાર્થમાંથી સીધી લીટીએ નિકળતી રેખાઓ. (૨)આભા; જ્યોતિ; પ્રકાશ.

**કિરણમાલી**, પુ. [સં.] સૂર્ય.

**કિરણાલેખ્ય-કળા**, સ્રી. [ સં. ] તેજની છાયા લઈ છબી ઉતારવાની કળા; ફોટોગ્રાફી.

**કિરત**, સ્રી. કીર્તિ; યશ [ દયા.

**કિરપા**, સ્રી. [સં કૃપા] કૃપા;

**કિરમાણી**, પુ. અજમો, એક જાતનો અજમો. [એક જાત; ભીલ; કોળી.

**કિરાત**, પુ. [સં.] જંગલી લોકોની

**કિરાતાર્જુનીય**, ન. મહાકવિ ભારવી કૃત એક કાવ્ય.

**કિરાતાશિન**, પુ. ગરુડપક્ષી.

**કિરાતિની**, સ્રી. જટામાસી.

કિરાતી, સ્ત્રી. [સં.] ભીલડી; કાળણ.
—(૨) અનાર્ય સ્ત્રી. (૩) દુર્ગા.

કિરાયાદાર, વિ. ભાડે રહેનાર.

કિરાયું, ન. [ફા.] ઘર, જમીન અથવા બીજી કોઈપણ વસ્તુનું ભાડું.

કિરિ, પુ. [સં.] ડુક્કર; ભુંડ.

કિરિઆણું, જુઓ કરીઆણું.

કિરીટ, પુ. [સં.] મુકુટ; તાજ.

કિરીટી, વિ. [સં.] મુગટવાળું. (૨) જેને માથે મુકુટ ધરાતો હોય તે. (૩) રાજા. (૪) અર્જુન.

કિરે, અ [અનુ.] એક પંખીનો ઉચ્ચાર.

કિર્ર, વિ. [મ.] ગીચ; ભરચક; નિબિડ (વન). (૨) વાંસની ઝાડીવાળું (વન). (૩) પંખીનો ગુંજારવ.

કિલ, અ. [સં.] નિશ્ચે; નક્કી.

કિલંકાર, પુ. [સં.] પંખીઓના આનંદનો કલબલાટ. (૨) આનંદના ઉભરાથી અવાજ કરવો તે.

કિલકારી, સ્ત્રી. આનંદના ઉભરાથી અવાજ કરવો તે. (૨) મશ્કરી.

કિલકિલાટ, પુ. [સં.[ કિલકિલ અવાજ. (૨) ખુશાલીનો ઉમરો.

કિલકિલાવવું, સ. ક્રિ. 'કિલકિલ' કરે એમ કરવું. (૨) ખુશ કરવું; હસાવવું; ખિલાવવું.

કિલકિંચિત, ન. [સં.] શૃંગાર ભાવની એક તરેહ.

કિલવો, પુ. કિલ્લેદાર.

કિલાવો, પુ. મહાવતને ચડવા માટે હાથીને ગળે બાંધેલું રાખેલું દોરડું.

કિલ્લી, સ્ત્રી. કુંચી; ચાવી.

કિલ્લું, ન. અનાજમાં થતું એક જાતનું નાનું જીવડું; ધનેડું.

કિલ્લેદાર, પુ. [ફા.] કિલ્લાનો ઉપરી અમલદાર. (૨) વિ. કિલ્લાવાળું.

કિલ્લેબંદી, સ્ત્રી. કિલ્લાનું બાંધકામ.

કિલ્લો, પુ. [ફા.] કોટ; તરબંધી; ગઢ; દુર્ગ.

કિલ્વિષ, (કિલ્બિષ), ન. [સં.] પાપ; મળ; અપરાધ.

કિશોર, વિ. [સં.] ઉમર લાયક ન થયેલું બાળક; સગીર.

કિશોરી, સ્ત્રી. [સં.] કુમારી; કન્યા; તરુણ ઉમરની સ્ત્રી.

કિશ્ત, સ્ત્રી. [ફા.] ખેડ; ખેતી. (૨) જમીન ઉપરનું સરકારી ભાડું; મહેસુલ. (૩) હાર; પરાજય; શેહ.

કિષ્કિંધ,-ધ્ય, પુ. એ નામનો એક દેશ; એક પહાડ.

કિષ્કિંધા, સ્ત્રી. [સં.] રામાયણમાં વર્ણવેલા વાનરરાજ્યની રાજધાની.

કિસ, વિ. [સં. कीदृश] શું; કંઈ લેખામાં નહિ એવું; તુચ્છ. (૨) કેવું; કેટલું. (૩) કોણ; કયું. (જુની ગુજરાતીમાં કિસુંકેવું)

કિસમ, સ્ત્રી. [ફા.] જાત; રીત; પ્રકાર; ઢબ; વલણ.

કિસમિસ, (ખીસમીસ), બી વગરની નાની દ્રાક્ષ.

કિસલય, ન. [સં.]. નવાં અને કુમળાં પાનવાળી ડાળખી; કુંપળ (૨) કુમળું

નવું તાજું પાંદડું.

**કિસ્ત**, સ્ત્રી. જુઓ કિશ્ત.

**કિસ્તી**, સ્ત્રી. હોડી.

**કિસ્મણ**, સ્ત્રી૦ કસબણ; વેશ્યા. (૨) કસબી સ્ત્રી.

**કિસ્મત**, સ્ત્રી. [અ૦ કિસ્મત] ભાગ્ય; નસીબ

**કિસ્સો**, પુ. [ફા.] કહાણી; અદ્ભુત કથા. (૨) કલ્પિતકથા. (૩) યુક્તિ હીકમત. ક્રિ પ્ર૦ કિસ્સો કરવો=યુક્તિ કરવી; (૨) તરકટ કરવું.

**કિંકર**, પુ. [સં.] દાસ;ચાકર;નોકર.

**કિંકરી**, સ્ત્રી. [સં.] દાસી; ચાકરડી.

**કિંકિણી**, સ્ત્રી. [સં.] કાંકણી; કાંગરાવાળું ઘરેણું. (૨) ઘુઘરીઓવાળો કંદોરો. (૩) નાની ઘંટડી.

**કિંકિરાત**, [સં.] પરાગ; પુષ્પરજ. (૨) અશોક. (૩) કામદેવ.

**કિંગલાણ**, ન. અત્યંત હરખાઇ જવું તે. [અતિ આનંદમાં આવવું.

**કિંગલાવું**, અ. ક્રિ. મલકાઇ જવું;

**કિંચન**, અ. [સં.] કંઇપણ; જરાપણ.

**કિંચિત્**, અ. [સં.]જરા; લગાર.

**કિંજલ્ક**, ન. [સં.] મકરંદ; કેસર. [તોપણ; તથાપિ.

**કિંતુ**, અ. [સં.] પરંતુ;

**કિંપુરુષ**, પુ. [સં.] કિન્નર. (૨) તુચ્છ=સાધારણ માણસ.

**કિંબહુના**, અ. [સં.] વિશેષ શું ? એટલું જ.

**કિંમત**, જુઓ કીમત.

**કિંવદંતી**, સ્ત્રી. [સં.] લોક વાયકા; અફવા.

**કિંવા**, અ. [સં.] વા; અથવા.

**કિંશુક**, પુ. [સં.] ખાખરો.

**કી**, વિ. કયી.

**કીકરો**, પુ. ટાંકણું; પતથર ઘડવાનું ઓજાર; વીંધણું; ફરશી. (૨) મહેમાન; પરોણો. (૩) કાંકરો; મરડિયો.

**કીકિઆણ**, ન. કકળાણ; ચીસો પાડવી તે. (૨) કલ્પાંત.

**કીકિઆરી**, સ્ત્રી. તીણી બૂમ; ચીસ; રાડ; મહા દુઃખની ચીસ.

**કીકી**, સ્ત્રી. [સં. कनीनिका] આંખની અંદરની ગોળ ટીપકી; રતન; (૨) નાની છોકરી.

**કીકો**, પુ નાનો છોકરો.(૨)લાડકો છોકરો. (૩) અણસમજુ બાળક.

**કીચ**, પુ. કીચડ.

**કીચક**, પુ. [સં.] પોલો વાંસ. (૨) વિરાટ રાજાનો સાળો.

**કીચડ**, પુ. કાદવ; કચરો.

**કીચુકો**, પુ. આમલીનો ઠળીઓ.

**કીચુડો**, પુ.ગોળ ફરતું નાનું ચકડોળ.

**કીજે**, ક્રિ. [સં. क्रियताम्] કરવું. (કવિતામાં) કીજીએ=કરીએ. (૨) કહેવું.

**કીટ**, પુ. [સં.] મેલ; કચરો.

(૨) કાટ. (૩) કીડો. જીવજંતુ; ઉધઈ.

**કીટ,** અ. તૈયાર; પાકે; મોઢે. (૨) વિ. પૂરેપૂરો જાણકાર; હોશિયાર; નિષ્ણાત.

**કીટી,** સ્રી. કપાસને લાગેલી પાંદડી; કસ્તર.

**કીટીઉં,** ત્રિ. કીટીવાળું (રૂ) (૨) છાશવાળું (ઘી)

**કીટું,** ન. ઘીમાંનો કચરો અને છાશ. (૨) વિ કાટવાળું.

**કીટો,** પુ. માટીનો અત્યંત ગરમીને લીધે બનેલો ગઠ્ઠો. (૨) તાપથી ગળે ? ધાતુનો વિકાર. (૩) ગાઠોવાળાં લાકડાં; વેઢા (૪) બનાટ

**કીડ** સ્રી. [ सं कीट=કીડો છે.] કીડા; જીવજંતુ; ઉધઈ; સડો. (૨) કીડાનો ઉપદ્રવ; દાદર, ઉંદરી વગેરે. (૩) ચળ; ખંજવાળ.

**કીડખદું,** વિ. કીડાથી ખવાએલું

**કીડી,** સ્રી. [ सं. कीटिका ] એક પાંખ જ નાનું જીવડું.

**કીડિઆરું,** ન. કીડીઓનું દર. (૨) કીડીઓનું દળભરણ. ક્રિ. પ્ર. કીડિઆરું પૂરવું=કીડીઓના દર આગળ લોટ નાખવો.

**કીડિઆસેર,** સ્રી. કીડીઓની આવલી-હંડી (સધવા હીંદુ સ્રીનું કંઠાભરણ છે.)

**કીડીઉં,** ન. દોરામાં પરોવાય એવો કાચનો નાનો ગોળ દાણો.

**કીડી-કંથવો,** પુ. કીડી અને કીડાથી પણ નાનું એક જીવડું.

**કીડીમંકોડી,** સ્રી. કીડી અને તેના જેવાં ઝીણા જીવડાં.

**કીડામારી,** સ્રી. જે ખાવાથી પેટમાના નાના નાના જંતુઓનો નાશ થાય એવી એક કડવી વનસ્પતિ.

**કીડો,** પુ. [ सं. कीट ] પેટે ચાલનારો જીવડો.

**કીધું,** કરવું ક્રિયાપદનું ભૂતકાળનું રૂપ; કર્યું (૨) કહેવુંનું ભૂતકાળનું રૂપ;કહ્યું.

**કીનખાબ,** પુ. રેશમ ઉપર કસબની ભાત પડેલું જાડું કપડું.

**કીમત,** સ્રી. [ ફા. કિમત ] ઉપયોગિતાની યોગ્યતા; તુલના; કદર; મૂલ્ય.

**કીમતવાર,** અ. કીમત પ્રમાણે; કીમત સાથે.

**કીમતી,** વિ. કીમતવાળું; મોંઘું. (૨) અગત્યનું; દુર્લભ.

**કીમીઆગર,** પુ. [फा.] કીમીઓ જાણનાર; કળાબાજ. (૨) ધુતારો

**કીમીઓ,** પુ. [ फा. ] હલકી ધાતુને કીમતી ધાતુ બનાવવાની ગુપ્ત કળા. (૨) ઈલ્મ; યુક્તિ. (૩) જેમાંથી સારો લાભ મળે એવો ધંધો.

**કીર,** પુ. [सं.] પોપટ; શુક.

**કીરતન,** ન. જુઓ કીર્તન.

**કીરતનીઆં,** ન. (બ. વ.) કીરતનમાં વગાડવાનાં કાંસાનાં ઝાંઝ. (૨) કીર્તનનું બહુવચન.

**કીરતાર**, પુ. પરમેશ્વર; કર્તા.

**કીરમજ**, સ્ત્રી. [ सं. कृमिज ] કૃમિમાંથી ઉત્પન્ન થતી એક વસ્તુ. (૨) (આ. કેરમિઝ.) કૃમિ અથવા એક જાતના કીડાનાં ખોખાંમાંથી રંગ બને છે તે કીરમજ કહેવાય છે. તે રંગ અને દવા તરીકે વપરાય છે. [ લાલચેરે.

**કીરમજી**, વિ. કીરમજના રંગનું;

**કીર્તન**, ન. [सं.] યશોગાન; ગુણગાન.

**કીર્તિ**, સ્ત્રી. [सं ] સારા ગુણ અને વર્તનની વાહવાહ બોલાવી તે; ખ્યાતિ; આબરૂ.

**કીર્તિમાન**, વિ. [सं.] કીર્તિવાળું.

**કીર્તિવંત**, વિ. [सं.] કીર્તિમાન; કીર્તિવાળું.

**કીર્તિસ્તંભ**, પુ. [सं.] મોટા વિજયની યાદગીરી રહેવાને બંધાવેલો મિનારો.

**કીલ**, પુ. મળ; કચરો (૨) મળી.

**કીલકારી**, સ્ત્રી મલકાટ; ખુશીનું હસવું. ક્રિ. પ્ર. કીલકારીઓ કરવી=મલક રૂપે હસવું.

**કીલી**, સ્ત્રી. ( सं. किलक= ખીલો ઇ. ) કૂંચી (૨) ત્રિજોરી. (૩) ઠીકી (અણસમજુ નાની બાળની)

**કીલીદાર**, પુ. ત્રિજોરીવાળો; સિલક રાખનાર.

**કીશ**, પુ (सं.) વાંદરો.

**કીશપર્ણ**, પુ. (सं.). અઘેડો.

**કીહારે**, અ. ક્યારે; કયે વખતે.

**કીહાં**, અ. ક્યાં; કયે ઠેકાણે.

**કુ**, અ૦ (ઉપસર્ગ) सं.] શબ્દની આગળ જોડાતાં નઠારૂ, હલકુ, એવો અર્થ દર્શાવે છે. ગુજરાતીમાં 'કુ'નો 'ક' થાય છે.

**કુઈ**, સ્ત્રી. નાનો કુવો.

**કુક**, ન. (અનુ) કુકડાનું બોલવું.

**કુકડભાગે**, અ. નીમે ભાગે.

**કુકડાં**, ન. (બ.વ.) [सं.कुक्कुट] કુકડો કુકડી અને તેનાં બચ્ચાંકચ્ચાં; મરઘાં.

**કુકડી**, સ્ત્રી કુકડાની માદા; મરઘી.

**કુકડો**, પુ. [सं कुक्कुट]મરઘો.

**કુકર**, જુઓ કુતરો.

**કુકર**, પુ. (અં.) નવી રચનાવાળો એક જાતનો ચુલો.

**કુકરી**, (કુંકરી) સ્ત્રી. ઘસીને ગોળ બનાવેલી ઠીકરાની કકડી. (૨) હળનો એક અવયવ; કાયર. [ હાડકું; હરડિયો.

**કુકરો**, પુ. દાઢીની નીચેનું ગળામાંનું

**કુકર્મ**, ન. [सं. कु=नीचस्कर्म] નઠારૂ—નીચ કર્મ; પાપ.

**કુકર્મી**, વિ. નઠારૂં કામ કરનાર;પાપી.

**કુકલ્પના**, સ્ત્રી. [ सं. ] નઠારી કલ્પના; ખરાબ વિચાર.

**કુકવો**, પુ. મરનારને નામે પુરૂષનું રડવું. [ (લા.) રૂપિયોઃ સિક્કો.

**કુકો**, પુ. ઠીકરીનો ગોળ કકરો. (૨)

**કુક્ષિ**, સ્ત્રી. [ सं. ] કૂખ; પેટ. (૨) ગર્ભસ્થાન.

કુગતિ, સ્ત્રી. [सं.] અસદ્‌ગતિ, અવદશા.

કુગ્રામ, ન. [सं.] નઠારું ગામ

કુચ, પુ. [सं.] સ્તન; થાન. (अं.) (૨) લશ્કરી ઠાણની ચાલ. (૩) મજલ; મુકામ.　　　[ નાનો કુચડો

કુચડી, સ્ત્રી જાડા વાળની પીછી,

કુચડો, પુ. મીંડી કે મુંજના રેસાને જાડીની ગાફ઼ બાંધીને બનાવેલી ધોળવાની પીછી. (૨) વાસણ માંજવાનો ખાખરાના લાકડાનો દંડીકો. (૩) ભોટવો;ચંથુ.

કુચાલ, સ્ત્રી. ગેરવર્તણુક; ખરાબ ચાલચલગત. (૨) ખોટી રીત; નઠારી રૂઢિ.

કુચેષ્ટા, સ્ત્રી. અઘટિત મશ્કરી કરવી તે; અયોગ્ય ચાળા કરવા તે.

કુચો, પુ. [सं. कूर्च] કુચડો. (૨) સત્ત્વ વગરનું (૩) નિંદા કર્યા કરવી તે. (૪) છુંદો. (૫) ખોખું.

કુછ, [हिं.] જરા; કંઇ;લગીરેક.

કુછંદ, પુ. નઠારી-ખરાબ લત; વ્યસન; નઠારો નાદ.

કુછંદાઈ, સ્ત્રી. ખોટી લત;ગેરવર્તણુક.

કુછંદી, વિ. ખરાબ લતવાળું; વ્યસની; લંપટ.

કુજો, પુ. ચંથુ; ભોટવો.

કુજોગ, પુ. [ सं. कुयोग ] સારો યોગ નહિ તે; યોગ્ય સમય નહિ તે.

કુટ, સ્ત્રી. ભાંજગડ, પંચાતી. (૨) કુટણી. (૩) ભંગાર.

[illegible], ન. છકો; અનીતિના કામ માટે સ્ત્રી પુરુષોને એકઠા કરવાનું સ્થાન.

કુટણું, ન. રાજીઆ. (૨) કઠાકૂટ.

કુટણી, સ્ત્રી. ભટવાઈ કરનારી સ્ત્રી; દૂતી.　　　[ (૩) વિ. કુટણી કરનાર.

કુટણું, ન. કુટવું તે. (૨) ભડવાઇ.

કુટણો, પુ. ભડવો

કુટંબ, જુઓ કુટુંબ.

કુટાકુટ, સ્ત્રી. ઉપરા ઉપરી કૂટવું તે. (૨) ધમાચકડી; ગરબડ. (૩) ઉપરાઉપરી ધબધબ મારવું તે.

કુટારો, પુ. ખટખટારો; કંટાળો ઉપજાવે એવું જે કંઈ તે.

કુટાવું, અ. ક્રિ. અથડાવું; ટિચાવું. (૨) આમતેમ પછડાવું; અફળાવું.

કુટિલ, વિ. [सं.] વાંકું; આડું. (૨) કપટી; ખળ. (૩) નહિ માને તેવું; આડું.

કુટિલતા, સ્ત્રી. [सं.] કુટિલપણું.

કુટી, સ્ત્રી. ઝુંપડી; પર્ણશાળા. (૨) એક જાતનું કંદ.

કુટુંબ, ન. [सं.] વંશ; કુળ; પરિવાર; એક બાપના પરિવાર; ગોત્ર.

કુટુંબપરિવાર, પુ. છોકરાંનાં છોકરાં વગેરે એક કુટુંબનાં માણસોનો સમુદાય.

કુટુંબી, વિ. એક કુટુંબનું;જેને કુટુંબ છે એવું; ગૃહસ્થ; ઘરબારવાળ.

કુટેલ, વિ. કુટાએલું; અનુભવી; હોશિઆર.　　　[ લક્ષણ.

કુટેવ, સ્ત્રી. ખરાબ આદત; અપ-

**કુટો**, પુ. ભૂકો; જેર; છુંદો; કચું-બર; અંગાર; કકડેકકડા. [ ઠેકાણું.

**કુઠામ**, ન. [कु+स्थान] નઠારું

**કુઠાર**, પુ. [सं.] લાકડાં કાપવા-નું હથિયાર; કુહાડો. [છળ; કપટ; દગો.

**કુડ**, ન. છેતરવાની છુપી ઇચ્છા;

**કુડતું**, ન. કુરતું, પહેરણ; બદન.

**કુડંતર**, પુ. ભીંતનો આંતરો.

**કુડાપાડું**, વિ. વાંધાવચકાવાળું.

**કુડાપો**, જુઓ કડાપો.

**કુડું**, વિ. ભુંડું. (૨) વાંકું; કુડવાળું.

**કુડ્ડું**, જુઓ કુડ્ડું.

**કુણ**, જુઓ કોણ.

**કુતરાની ટોપી**, ટોપ, સ્ત્રી. (પુ.) ચોમાસામાં ભેજવાળી જમીનમાં જે ફૂગ ફૂટી નીકળે છે તે. (એને બિલાડીનો ટોપ અથવા કુતરાનો કાન પણ કહે છે.)

**કુતરી**, સ્ત્રી. કુતરાની માદા. (૨) નિ. બહુ બકબક કરનારી સ્ત્રી.

**કુતરો**, પુ. [सं. कुक्कुर] શ્વાન. (૨) ઘાસની વાંકા કાંટાવાળી માંજર. કહે૦ કુતરાની પૂંછડી સો વર્ષ ભોંયમાં રાખો તોય વાંકીને વાંકી=સ્વભાવ કદી પણ બદલાતો નથી.

**કુતુહલ**, ન. [सं.] અમુક વસ્તુ જાણવા જોવાની આતુરતા; ઉત્કંઠા. (૨) નવાઈ. [ ખાંચો.

**કુત્તી**, સ્ત્રી. [हिं.] કુતરી. (૨)

**કુત્તો**, પુ. [हिं.] કુતરો.

**કુત્સિત**, વિ. [सं] તુચ્છ; ધિક્કારવા જોગ; અધમ; મેલું.

**કુથલી**, સ્ત્રી. [सं. कथन-नी] ટાયલું; ચર્ચા; ટીકા.

**કુથ**, સ્ત્રી. હાથી ઉપર નાખવાની ઝુલ.

**કુથલો**, જુઓ કુથો.

**કુથો**, પુ. ઘણી માથાકુટ કરવી પડે એવું કામકાજ. (૨) નાની મોટી ઘણી બાબતોનો સમુદાય. (૩) ગૂંચ. (૪) કુચો.

**કુદકારો**, પુ. કૂદકો; ફલંગ.

**કુદકું**, ન. લાકડાનો દસ્તો; ટફણું; બધું.

**કુદકો**, પુ. છલંગ; ઠેકડો; ભુસકો.

**કુદરત**, સ્ત્રી. [फा.] પરમેશ્વરની સરજતઃ માયા. (૨) જાતિસ્વભાવ; ખાસિયત. (૩) રીત. (૪) ઈશ્વરી શક્તિ.

**કુદરતી**, વિ. કુદરતનું; સ્વાભાવિક; સહજ.

**કુદાકુદ**, સ્ત્રી. વારંવાર કુદકા મારવા તે; બહુજ આતુરતા; ધમાલ.

**કુદાવવું**, સ. ક્રિ. ટેકાવવું. (૨) ખીજવવું; ઠપકો દેવો. (૩) ચટાવવું; ખીલવવું.

**કુદાળી**, જુઓ કોદાળી.

**કુદાળીઆં**, ભવાઈઆઓને અપાતું બપોરનું ભોજન. [ ખરાબ હાલત.

**કુદૃષ્ટિ**, [सं.] ખોટી નજર;

**કુધારો**, પુ. ખરાબ રીત; સારો ન ગણાય એવો વહીવટ.

**કુધાન્ય**, ન. [सं.] હલકું અનાજ; ખરાબ થઈ ગએલું ધાન્ય.

**કુનારી**, સ્ત્રી. [ સં. ] નઠારી સ્ત્રી; કુમારજા.

**કુનેહ**, સ્ત્રી. યુક્તિ; હીકમત. (૨) ચતુરાઇ; હોંશિયારી.

**કુપથ**, પુ. [ સં. ] નઠારો માર્ગ; અનીતિનો માર્ગ.

**કુપથ્ય**, ન. [ સં. ] ન ખાવાનું ખાવું તે. (૨) વિ. આરોગ્ય; માફક ન આવે એવું.

**કુપાત્ર**, વિ. [ સં. ] અયોગ્ય. (૨) ખરાબ; દુષ્ટ; નાલાયક

**કુપુત્ર**, પુ. [ સં. ] નઠારો છોકરો; કપૂત.

**કુપ્પી**, સ્ત્રી. નાની શીશી; કુડલી.

**કુપ્પો**, પુ. મોટો શીસો; કુડલો.

**કુફર**, જુઓ કફર.

**કુફરાન**, ન. [ અ ] તોફાન; ધતિંગ. (૨) આળ; અપવાદ; તરકટ.

**કુબજા**, જુઓ કુબ્જા.

**કુબડું**, વિ. [ સં. कुब्ज ] કદરૂપું; બદસુરત. (૨) ખુંધું; બેડોળ અંગવાળું.

**કુબી**, સ્ત્રી. [ અં. ] કુચીજ; કોબી.

**કુબુદ્ધિ**, સ્ત્રી. [ સં. ] નઠારી બુદ્ધિ; બદદાનત; લુચ્ચાઇ.

**કુબેર**, પુ ધનનું રક્ષણ કરનારો દેવ; ધનનો ભંડારી.

**કુબો**, પુ. ઘાસનું ઝુંપડું. (૨) ચુનો અને ઇંટો વગેરેનો થર (૩) એ થરને લાકડાની બેસણીવાળું ઓજાર.

**કુબોધ**, પુ. [સં.] ખોટી સલાહ; ખોટો ઉપદેશ. [ ખોડવાળું.

**કુબ્જ**, વિ. [ સં. ] ખુંધવાળું;

**કુબ્જા**, સ્ત્રી. ખુંધી. (૨) રૂપ વિનાની અને ખોડવાળી સ્ત્રી. (૩) કંસની એક દાસી.

**કુભા**, સ્ત્રી. [સં.] પૃથ્વીની છાયા.

**કુભાંડ**, ન. [સં.] તરકટ; જુઠાણું.

**કુભાંડી**, વિ. તરકટી; જુઠાણું ઉભું કરનાર; પ્રપંચી.

**કુભારજા**, ( કભારજા ), સ્ત્રી. [ સં કુભાર્યા ] ખરાબ સ્વભાવની સ્ત્રી કર્કશા; કંકાસણી સ્ત્રી.

**કુભાવ**, પુ. [સં.] નઠારો ભાવ; કભાવ; અપ્રીતિ. [ ભોજન.

**કુભોજન**, ન. [ સં. ] ખરાબ

**કુમક**, સ્ત્રી. ( ફા. ) મદદ.

**કુમકુમ**, ન. [ સં. कुंकुम ] કંકુ. [ (૨) વિ. મૂર્ખ; દુષ્ટ

**કુમતિ**, સ્ત્રી. [ સં. ] કુબુદ્ધિ.

**કુમળાવું**, અ. ક્રિ. કરમાવું; ચીમળાવું; સુકાવું

**કુમળાશ**, સ્ત્રી. કુમળાપણું; નરમાશ

**કુમળું**, વિ. [ સં. कोमल ] કોમળ; સુકુમાર; નરમ; કુણું; તાજું; પોચું; નાજુક; કરુણ.

**કુમાર**, પુ. પાંચ વર્ષ લગીનો બાળક; રાજપુત્ર. (૨) વરુણ (૩) કાર્તિકસ્વામી.

**કુમારપાળ**, પુ. એ નામનો એક

રાજ્ય. (૨) વિ. કુમારોને 'સંભાળનાર; કુંવારાઓને 'પાળનાર. (એક સંસ્કૃત કાવ્ય.

**કુમારસંભવ**, ન. કવિ કાલિદાસનું

**કુમારિકા**, [ સં. ] કુંવારી કન્યા; (૨) કુંવરી.

**કુમાર્ગ**, પુ. [ સં. ] ખરાબ રસ્તો. (૨) પાખંડ ધર્મ.

**કુમાવિસદાર**, [સં.] પુ. તાલુકાનો અધિકારી;–મામલતદાર.

**કુમાશ**, સ્ત્રી. [ આ. ] કપડાંની સફાઇ નરમાશ (૨) યથાર્થતા; સુરેખતા.

**કુમાશદાર**, વિ કુમાશવાળું.

**કુમાસદાર**, પુ. અધિકારી; કુમાવિસદાર [ કુછંદી મિત્ર

**કુમિત્ર**, પુ. [ સં. નઠારો-

**કુમુદ**, ન. [ સં. ] રાત્રિવિકાસી ફૂલ; પોયણું; કુમુદિનીનું ફૂલ.

**કુમુદનાથ**, પુ. [ સં. ] ચંદ્રમા.

**કુમુદિની**, સ્ત્રી. [ સં. ] પોયણી.

**કુયોગ**, [ સં. ] કજોગ; નહિ સારો યોગ તે (૨) ખરાબ વખત.

**કુર**, સ્ત્રી. ટકી; જાવણું.

**કુરકુર**, [ સ कुत्तकुत ] કુતરાનાં બોચીલાં; તેમને બોલાવવાનો સાંકેતિક અવાજ. (૨) દાંતવડે થોડે થોડે કરડવું તે.

**કુરકુરીઉં**, ન. કુતરાનું બચ્ચું; બોચીલું.

**કુરગોડી**, સ્ત્રી. છોકરાઓની એક રમત

**કુરતની**, સ્ત્રી. પલંગની ઉપર નાંખવામાં આવતું જાળીદાર કપડું; મચ્છરદાની. [ કરવી તે. (કુર્નિસ.)

**કુરનીસ**, (કુરનસ) અદબસર સલામ

**કુરબાન**, વિ ( આ ) અમુક ઉપર ગાંડુ ઘેલું; ફિદા; ખુશ; મુગ્ધ; વારી જવું તે. (૨) ન. ભોગ, બલિ. [ ટિંટોડી.

**કુરર**, સ્ત્રી. એક જાતનું પંખી;

**કુરલ**, સ્ત્રી કેશની લટ.

**કુરંગ**, પુ. [ સં. ] હરણ; મૃગ. કુરંગનયના=કુરંગના જેવી ( ચંચળ ) આંખોવાળી, સ્ત્રી કુરંગણી=કુરંગની માદા.

**કુરાન**, ન. [ આ. ] ઇસ્લામીઓનો પવિત્ર ધર્મગ્રંથ; કુરાને શરીફ.

**કુરીઓ**, પુ જુવારનો બાટ. (૨) જુવારનો પોંક.

**કુરુ** પુ પાંડવ કૌરવનો મૂળ પુરુષ.

**કુરુક્ષેત્ર**, ન. પાણીપતનું મેદાન જ્યાં પાંડવ કૌરવોનું યુદ્ધ થયું હતું તે. (૨) ક્લેશનું સ્થળ. [ બદસુરત.

**કુરૂપ**, વિ. [સં.] કદરૂપું; વરવું;

**કુરૂપતા**, ( કરૂપતા ), નહિ રૂપાળાપણું; બદસુરતી. [ ઝાડ, ને તેનું ફૂલ.

**કુરૂંબક**, ન. [સં.] એક જાતનું

**કુરરી**, સ્ત્રી. [સં] એક જાતના પંખીની માદા. (આનો સ્વર બહુ તીણો હોય છે.)

**કુલકુલાં**, વિ. [ આ ] તમામ; સર્વ, સઘળા સમેત. (૨) જેમાં ભાવ ન હોય તેવું;

કુલક્ષણ, ન. [સં.] અપલક્ષણ; કુટેવ. [લક્ષણવાળું.

કુલક્ષણું, વિ. અપલક્ષણું; ખરાબ

કુલગુરુ, પુ. [સં.] વડિલ; કુટુંબનો વડો. (૨) કુટુંબનો પુરોહિત.

કુલટા, સ્ત્રી. ખરાબ ચાલની સ્ત્રી.

કુલડી, સ્ત્રી. સોનું રૂપું ગાળવાનું માટીનું પાત્ર; માટીનું નાનું પાત્ર.

કુલમ, જુઓ કોલમ.

કુલવધૂ, સ્ત્રી [સં.]કુળને શોભાવે એવી વહુ. [મજબુત હથિયાર.

કુલિશ, ન. [સં] વજ્ર; ઇન્દ્રનું

કુલાં, ન. (બ. વ.) ઢગરા.

કુલાબો, (કોલાબો)પુ. (ફા.) જમીનનો દરીઆમાં લંબાઇ ગએલો ભાગ; ભૂશિરની જમીન.

કુલાલ, પુ. [સં.] કુંભાર. (૨) કલાલ.

કુલીન, વિ. [સં.] કુળવાન; આબરૂદાર ઘરનું; ખાનદાન.

કુલીનતા, સ્ત્રી. [સં.] કુળવાનપણું; ખાનદાની.

કુલે, અ. [અ.] તમામ; સઘળું.

કુલેર, કુલર, સ્ત્રી. ગોળ કે ખાંડમાં પાણી સાથે ચોળેલો લોટ.

કુલ્લી, સ્ત્રી. ચામડાનું ઘી તેલ ભરવાનું પાત્ર; કુડલી.

કુલ્લું, ન. મોટી કુલ્લી; કુડલું.

કુલો, પુ. ગાંડની બાજુનો અવયવ;

કુવચ, જુઓ કૌવચ, કૌચ.

કુવચન, ન. [સં.] નઠારૂં વેણ; અપશબ્દ.

કુવચની, વિ. નઠારૂં બોલનાર.

કુવત, ન. કૌવત.

કુવલય, ન. [સં.] કાળું કમળ.

કુવાક્ય,ન.નઠારૂંવચન;ખરાબ વેણ.

કુવાથ, જુઓ કવાથ.

કુવાથંભ, પુ. વહાણના મોટા સઢનો થાંભલો.

કુવારો, પુ. [સં. कुठार] લાકડાં કાપવાનું લોઢાનું ઓજાર.

કુવાસ, સ્ત્રી. ખરાબ વાસ; દુર્ગંધ; બદબો.

કુવાસના, સ્ત્રી. [સં.] નઠારી ઇચ્છા; દુષ્ટ ભાવના.

કુવેણ, ન. કુવચન; કડવું વચન.

કુવેણી, સ્ત્રી. કંડીઓ.

કુવૃત્તિ, સ્ત્રી. [સં.] નઠારી ઈચ્છા; ખોટી વૃત્તિ.

કુવેતર, ન. કુવાવાળી જમીન.

કુવો, પુ. [સં.] તળીએથી પાણી આવે એટલો ઉંડો ગોળ ખોદીને બાંધેલો ખાડો; કૂપ. (૨) વહાણના વચલા સઢનો થાંભલો.

કુશ, પુ. [સં.] એક જાતનું ઘાસ; દાભ; દર્ભ. (એ પવિત્ર ગણાય છે.)

કુશકા, પુ. (બ. વ.) ફોતરાંનું ઝીણું ભુસું.

**કુશકી**, સ્રી. ડાંગરનાં ફોતરાંનો બારીક ભુકો; બહુ ઝીણી રજ; થુલી. [ સુખી.

**કુશલી**, વિ. [ સં. ] આનંદ;

**કુશળ**, વિ. [ સં. કુશલ ] પુણ્ય; ક્ષેમ. (૨) આરોગ્ય. (૩)હોશિઆર.

**કુશળતા**, સ્રી. [ સં. ] કુશળપણું; સુખરૂપતા; આરોગ્ય. (૨) હોંશિઆરી; આવડત.

**કુશળક્ષેમ**, વિ. [સં.] સુખી અને આરોગ્ય.

**કુશાગ્રબુદ્ધિ**, સ્રી. [સં. કુશ+ અગ્ર+बुद्धि ] કુશની અણીના જેવી ઝીણી બુદ્ધિ; તીક્ષ્ણ બુદ્ધિ.

**કુશાદા**, ( દે ), વિ. સાફ; ચમકદાર; વિશાળ; સગવડવાળું.

**કુશીલ**, ન. [સં.] ગેરવર્તણુક; ખરાબ રીતભાત. [ ખેલાડી.

**કુશીલવ**, પુ. [ સં. ] નાટકનો

**કુશીલતા**, સ્રી. [ સં. ] ગેરવર્તણુકપણું.

**કુષ્ઠ**, [ સં. ] એક જાતનો ત્વચાનો રોગ; કોઢ. (૨) પોવાદ.

**કુષ્ઠી**, વિ. કોઢવાળું.

**કુસંગ**, પુ. [ સં. कु+संग ] નઠારી સોબત.

**કુસંગત-તિ**, સ્રી. [ સં. ] સારી સંગતિ નહિ તે; નઠારી દોસ્તી.

**કુસંગી**, વિ. ખરાબ સોબતવાળું.

**કુસંપ**, પુ. [ સં. ] સંપ નહિ તે; અણબનાવ. (૨) નઠારી બાબતમાં સંપ.

**કુસંપી**, વિ. સંપ નહિ રાખનાર; અતડું રહેતું હોય એવું; [ શરાફી.

**કુસીદમ**, ન. [સં.] વ્યાજવટું;

**કુસુમ**, ન. [ સં. ] ફૂલ; પુષ્પ; સુમન. [જેનું બાણ છે એવો દેવ; કામદેવ.

**કુસુમબાણ**, પુ. [ સં. ] ફૂલ

**કુસુમાકર**, પુ. [ સં. कुसुम+ आकर ફૂલનો સમૂહ જ્યાં હોય તે જગા; બાગ. [ ભરેલો ખોબો.

**કુસુમાંજલિ**, પુ. [સં.] ફૂલથી

**કુસુમાયુધ**, પુ. [ સં. ] ફૂલ જેનું આયુધ છે એવો દેવ; કામદેવ

**કુસુમિત**, વિ ફૂલેલું; પુષ્પિત; ફૂલવાળું.

**કુસુંબી**, સ્રી. એક જાતની લાલ રંગ આપનારી તેલી વનસ્પતિ; કસુંબી; કસુંબો (૨) વિ. લાલ રંગનું

**કુસ્તી**, સ્રી. [ફા] કસરતની એક તરેહ; બાથંબાથા; ચીત કરવું તે. (૨) લડાઈ (૨) (લા.) ખૂબ મહેનત લેવી.

**કુસ્તીબાજ**, વિ. કુસ્તી જાણનાર; મજબુત શરીરનું.

**કુસ્તીબાજી**, સ્રી, કુસ્તીની રમત.

**કુસ્વપ્ન**, [ સં. ] નઠારૂં સ્વપ્ન.

**કુસ્વભાવ**, પુ. [ સં. ] નઠારો સ્વભાવ. [ બખોલ.

**કુહર**, ન. [ સં. ] ગુફા; દર;

કુહાડી, સ્ત્રી. લાકડાં ચીરવાનું લોઢાનું હથિયાર; નાનો કુહાડો.

કુહાડો, પુ. [ सं. कुठार ] લાકડાં કાપવાનું હથિયાર; પરશુ. કહે૦ પગ ઉપર કુહાડો મારવો=પોતેજ પોતાનો નાશ થાય એવું કરવું.

કૂહુ, અ. કોયલના રાગનું અનુકરણ

કુળ, ન [ सं. कुल ] વંશ; વેલો; પરંપરા; ઓલાદ; ગોત્ર.

કુળક્ષય, પુ. [ सं ] કુળનો નાશ.

કુળતારક, વિ. કુળને તારનાર.

કુળદીપક, પુ. [ सं. કુળને દીપાવનાર.

કુળદેવી, સ્ત્રી. કુળની ઇષ્ટદેવતા.

કુળભૂષણ, ન. કુળનું ભૂષણ.

કુળલજામણું, વિ. કુળને લજાવે એવું; કુળને એબ લગાડે એવું.

કુળવધૂ, સ્ત્રી. જુઓ કુલવધૂ.

કુળવંત, વિ. [ सं. ખાનદાન; કુળવાન.

કુળવાન, વિ. [ सं. ] કુળવંત.

કુળહીન,-ણુ, વિ. [ स.] નીચા કુળનું; કજાત.

કુળાચાર, પુ. [ सं. कुल+ आचार ] કુળનો આચાર; કુટુંબ પરંપરાની રીતભાત.

કુળાભિમાન, ન. [ स. कुल+ ] કુળની મમતા.

કૂંક, અ. કૂકડાના અવાજનું અનુકરણ.

કુખ, સ્ત્રી. [ स कुक्षि ] પેટની બે બાજુની બખોલ. (૨) હોજરી; પેટ. (૩) ગર્ભાશય. રૂ. પ્ર કુખે ડામ દેવો= પ્રજોત્પત્તિ ન થાય એમ કરવું. કુખ માંડવી=કુખે સંતાન થવાં.

કુખીઓ, પુ. નાની બાંયનો કબજો.

કુચ સ્ત્રી [ ફા. ] મુકામ ઉઠાવી આગળ ચાલવું. પુ. (૨) લોટવો; કુંચો.

કુજન, ન. [ सं. ] પંખીઓનું ઝીણું ઝીણું બોલવું; ગુંજન.

કુટપ્રશ્ન. પુ. [ सं. ] અઘરો સવાલ; કોયડો

કુટસંક્રાન્તિ, સ્ત્રી. [सं.] અર્ધી રાત ગયા પછી સૂર્યનું સંક્રમણ થાય તે.

કુટવું, ક્રિ. સ. [ सं. कुट्टन ] ખાંડવું; છડવું. (૨) પીટવું; ટીપવું. (૩) ટોચવું; અફાળવું. (૪) મારવું; ઝાપટવું. છાતી પીટવી. (૬) સખત શિક્ષા કરવી.

કુટસ્થ, પુ. [ सं. कूट+स्था= ઉભા રહેવું. શિખરની માફક જે નિર્વિકાર રહે તે. ] પરમાત્મા; આત્મા.

કુડ, ન. દગો; છળ; કપટ. (૨) મનમાં જે મેલ, આંટી હોય તે.

કુદવું, અ. ક્રિ. [ सं. कुर्द ] ઉછળવું; ઠેકવું. (૨) ઉંચેથી નીચે પડવું; ભુસકો મારવો. (૩) ઉલ્લંઘવું; ઓળંગવું. (૪) જોર કરવું; ૫ રાજી કરવી (૫) પોતાના ગજા કરતાં વધારે કરવું.

**કુંઅર-આર**, જુઓ કુંવાર.

**કુંઆરું**, જુઓ કુંવારું.

**કુંકણી**, વિ. [મ.] કોકણનું.

**કુંકણી કેળાં**, ન. (બ. વ.) કોકણમાં થતા કેળાંની એક જાત.

**કુંકરી**, સ્ત્રી. કુંકરીદાંવ.

**કુંકરો**, જુઓ કાંકરો.

**કુંકપગું**, વિ. [સં. कुंकुम+पद] કંકુનાં પગલાંવાળું; મંગળકરક પગલાંવાળું.

**કુંકાવટી**, સ્ત્રી. જુઓ કંકાવટી.

**કુંકાવટો**, પુ. પૂજાની સામગ્રી રાખવાનું પાત્ર; કટોરો.

**કુંકાવરણું**, વિ. [સં. कुंकुम+वर्ण] કંકુના જેવા રંગનું; રાતું.

**કુંકુમ**, ન. [સં.] હળદર અને ખારાની મેળવણીથી બનાવેલું રાતા રંગનું ચૂર્ણ; કંકુ

**કુંગરો**, જુઓ કાંગરો

**કુંચડી**, સ્ત્રી. પીળી.

**કુંચળી**, સ્ત્રી [સં. कंचुलिका] ...ની છોકરીઓને માથે ઓઢવાની એ ...ભાગે શીવેલી કોથળી.

**કુંચવાવું**, અ ક્રિ. સંકોચાવું; કચવાવું; આનાકાની કરવી.

**કુંચી**, સ્ત્રી. તાળું કે કળ ઉઘાડવાનું ઓજાર; ચાવી; કિલ્લી. (૨) હીકમત; ઉપાય; રસ્તો. (૩) [સં. कूर्चक] ...ડી; પીંછી. (૪) ભેદ; રહસ્ય.

**કુંચો**, પુ. મોટી કુંચી. (૨) કુચડો.

**કુંજ**, સ્ત્રી. [સં. कुञ्ज] ઝાડની ગીચ ઘટા; લતામંડપ.

**કુંજકુટીર**, ન. [સં.] લતાગૃહ.

**કુંજડી**, સ્ત્રી. લીલાં ઝાડવા અને વેલીઓથી બનેલી ઘટાવાળા માર્ગ. (૨) વૃંદાવનનું એક ગાઢું વન. (૩) સાંકરો અને છાયાવાળો ગીચ વનમાર્ગ. (૪) આકાશમાં ઉડનાર એક પક્ષી. (૫) વિ. બહુ બોલનારી સ્ત્રી.

**કુંજડો**, પુ શાકભાજી અથવા ફૂલપાન વેચનાર.

**કુંજભવન**, ન. [સં.] વેલાનો માંડવો.

**કુંજર**, પુ. [સં] હાથી; મોટોહાથી. કુંજર પીપર=મોટી પીપર (૨) એક જાતની ઔષધિ. [માં એક યોગ.

**કુંજરછાય**, પુ. [સં.] જ્યોતિષ-

**કુંજરાએલું**, વિ. ટાઢથી કે બીજી કોઈ અડચણથી કુદરતી રીતે નહિ વધવા પામેલું એવું. (૨) દબાઈ રહેલું; બળિયેલ.

**કુંજરાવું**, અ. ક્રિ. નહિ વધવું; સંપૂર્ણ નહિ ખીલવું. (૨) અંતરમાં બળવું; કોઈ બીજાથી ચહેરે ચહેરે રહેવું.

**કુંજવિહારી**, પુ. [સં.] કૃષ્ણ. [વર.

**કુંજસદન**, ન. [સં.] વૃક્ષવેલીઓનું

**કુંજાર**, વિ ઘટાદાર; સંપૂર્ણ ખીલેલું.

**કુંજો**, પુ. પાણી ભરવાનું સાંકડા મોઢાનું વાસણ; બોટવો; ચંબુ; શિરોઈ.

**કુંઝરો**, પુ. કુંજરાએલો માણસ.

**કુંઠિત**, વિ. [સં.] બુઠું; ખાંડું. (૨) અટકી ગએલું; રૂંધાએલું

કૃતઘ્ન, વિ [સં.] કરેલા ઉપકારને નહિ જાણનાર; નિમકહરામ.
કૃતઘ્નતા, સ્ત્રી [સં.] નિમકહરામી.
કૃતઘ્ની, વિ. [સં.] કરેલા ઉપકારને ભૂલી જઇ અપકાર કરનાર; હરામી.
કૃતજ્ઞ, વિ. [ સં. कृत+ज्ञ ] કરેલું જાણનાર; ઉપકારી; નિમકહલાલ.
કૃતજ્ઞતા, સ્ત્રી. [ સં. ] કરેલા ઉપકારને જાણવાપણું; ભક્તિ; વફાદારી.
કૃતજ્ઞી, વિ કૃતજ્ઞ
કૃતયુગ, પુ. [સં] સત્ય યુગ; નીતિ-ધર્મનો જમાનો; સત્યવાદી કાળ.
કૃતાપરાધ, વિ. [ સં. कृत+अपराध ] ગુન્હેગાર; તકસીરવાર.
કૃતાર્થ, વિ. [ સં. कृत+अर्थ ] તરી પાર ઉતરેલું; કૃતકૃત્ય; સફળ.
કૃતાર્થતા, સ્ત્રી. [સં.] કૃતાર્થપણું; સિદ્ધિ; સાફલ્ય.
કૃતાર્થી, વિ. કૃતાર્થ.
કૃતાંજલિ, વિ. [ સં. कृत+अंजलि ] જેણે બે હાથ જોડીને અંજલિ કરેલી છે એવું.
કૃતાંત, પુ. [ સં. कृत+अंत ] કાળ; નાશ. (૨) સાહિત્યનું કામ.
કૃતિ, સ્ત્રી. [સં.] કાર્ય; ક્રિયા. [ રચના.
કૃતિકા, સ્ત્રી. [સં.] એક નક્ષત્ર.
કૃત્ય, ન. [સં.] કાર્ય; કામ. (૨) કરેલો સિદ્ધાંત. (ભૂમિતિ)
કૃત્યા, સ્ત્રી. [ સં. ] એક દેવતા; જેનાથી નાશ પ્રવર્તે એવી તાંત્રિક દેવી. (૨) મેલડી, જોગણી. (૩) કંકાસણી સ્ત્રી.
કૃત્રિમ, વિ. [ સં. ] બનાવટી; અસલ નહિ એવું.
કૃત્રિમતા, સ્ત્રી. [સં.] બનાવટ;
કૃત્રિમી, વિ. બનાવટનું; (૨) ભેદભર્યું; વેષધારી. [ અસંપૂર્ણ રૂપ.
કૃદંત, ન. [ સં. ] ક્રિયાપદનું
કૃપણ, પુ. [સં.] અતિ લોભી; કંજૂસ; બખીલ.
કૃપણતા, સ્ત્રી. [સં.] કંજૂસાઈ.
કૃપા, સ્ત્રી. [ સં. ] માયા; કરુણા; મહેરબાની. (૨) પ્રસાદ.
કૃપાણ, પુ. [સં.] ખડગ; તરવાર.
કૃપાદૃષ્ટિ, સ્ત્રી [ સં. ] દયાની નજર; નિધા. [ મોટી કૃપા કરનાર.
કૃપાનાથ, પુ. [સં] પરમેશ્વર;
કૃપાનિધાન, વિ. પુ. [ સં. ] કૃપાનો ભંડાર; પરમેશ્વર.
કૃપાનિધિ, પુ. [ સં. ] કૃપાનો ભંડાર; પરમેશ્વર.
કૃપાપાત્ર, વિ. [ સં. ] કરુણા કરવા જોગ. (૨) જે કોઈ કૃપાને પાત્ર થયું હોય તે. [ મહેરબાન.
કૃપાવંત, વિ. [ સં. ] દયાળુ;
કૃપાસિંધુ, પુ. [સં.] કૃપાનો સાગર, પરમેશ્વર.
કૃપાળ, વિ. [સં.] દયાળ; કરુણાળ.

કૃપાળુ, વિ. [સં] કૃપાથી ભરેલું.

કૃમિ, પુ. [સં.] પેટમાં—આંતરડાંમાં જે લાંબા જીવ થાય છે તે; કરમીયાં. [નાશ કરે એવું ઓસડ

કૃમિઘ્ન, વિ. [સં.] કરમીયાંનો

કૃશ, વિ. [સં.] દુર્બળ; સુકું. (૨) પાતળું; નાજુક; અલ્પ.

કૃશતા, સ્ત્રી. [સં.] દુર્બળતા; પાતળાપણું.

કૃશાનુ, પુ. [સં.] અગ્નિદેવતા.

કૃશાંગી, સ્ત્રી. [સં. કૃશ+અંગ] નાજુક શરીરવાળી સ્ત્રી; દુબળી સ્ત્રી.

કૃષિ, સ્ત્રી. [સં] ખેતી.

કૃષિકર્મ, ન. [સં] ખેતીનું કામ.

કૃષિકાર, વિ. [સં] ખેતી કરનાર. પુ. ખેડુત.

કૃષીવલ, પુ. [સં.] ખેડુત.

કૃષ્ણ, પુ. ઈશ્વરના દસ અવતારોમાંનો એક અવતાર. (૨) વિ. કાળું.

કૃષ્ણચરિત્ર, ન. [સં.] શ્રી કૃષ્ણના જીવનની લીલા. (૨) કાળાંખોટાં કર્મો.

કૃષ્ણતા, સ્ત્રી. [સં] કાળાશ.

કૃષ્ણતુળશી, સ્ત્રી. [સં.] કાળાં પાનવાળી તુળશી.

કૃષ્ણદેહ, પુ. [સં.] ભમરો.

કૃષ્ણપક્ષ, પુ. [સં.] જેમાં દિવસે દિવસે ચન્દ્રમા ઓછો થાય તે પખવાડીઉં; વદિ પખવાડીઉં; અંધારીઉં.

કૃષ્ણમુખ, વિ. કાળું મોં. પુ. (૨) કાળા મોં વાળો વાંદરો. (૩) એ નામનો એક દૈત્ય.

કૃષ્ણલવણ, ન. [સં.] સંચળ.

કૃષ્ણવલ્લી, સ્ત્રી. કાળી તુળસી.

કૃષ્ણશૃંગી, સ્ત્રી. ભેસ.

કૃષ્ણસાર, પુ. [સં.] કાળિઆર મૃગ; હરણ [દ્રૌપદી.

કૃષ્ણા, સ્ત્રી. [સં.] ગળી. (૨)

કૃષ્ણાજીન, ન કાળું મૃગ.

કૃષ્ણાર્પણ, ન. [સં] ઈશ્વરને ભેટ આપવું તે. (૨) નિઃસ્વાર્થ દાન. ૨૦ પ્ર૦ કૃષ્ણાર્પણ કરવું=ધર્માદા કરવું.

કૃસર, (કૃસરાંશ), પુ. [સં.] ખીચડો; ખીચડી.

કે, અ એ વાક્યને સાંધનારો અવ્યય. (એ બીજા શબ્દની સાથે આવીને બે વાક્યને જોડે છે) (૨) અથવા. (૩) એટલે. (૪) પ્રશ્ન પૂછવામાં તે વાક્યને છેડે આવે છે. =તમે આવો છો કે?

કેઈ, જુઓ કયી.

કેકય, પુ. [સં.] એ નામનો દેશ અને તેનો રાજા.

કેકર, વિ. [સં.] ત્રાંસું; આડું. કેકરાક્ષી=ત્રાંસું જોનારી સ્ત્રી.

કેકા, સ્ત્રી. [સં.] મોરની વાણી; ટહુકાર. [(૨) ઘોડા.

કેકાણ, પુ. [સં.] ઘોડો; તુરંગ.

કેકિ, પુ. [સં.] મોર; મયૂર.

કેકુબાદ, [ફા.] ખરેખરો ન્યાયી.

**કેફી**, વિ. [ફા. ] કેફ કરનાર; વ્યસની. (૨) જેમાં કેફનો ગુણ હોય એવું.

**કેબીન**, સ્ત્રી. [અં.] વહાણ (સ્ટીમર)ના ઉતારૂઓને રહેવાની ખોલી; નાની ઓરડી. (૨) ઝુંપડી.

**કેમ**, અ. [सं. किम] શા માટે; શે કાજે, શા વાસ્તે. (૨) કયી રીતે; કેવી તરેહથી. (૩) શું; શું છે. (૪) કેવું; કેવી રીતનું; કથમ. કેમે કરતાં=ગમે તે રીતે

**કેમકે**, અ. કારણ કે; સબબ કે.

**કેમજે**, જુઓ કેમકે.

**કેમરે**, અ. અરે; શા માટે.

**કેયૂર**, પુ. [सं.] બાજુબંધ; બેરખો.

**કેર**. ન. [सं. करीर] કેરડાનાં નાનાં ફળ (એ કેરાં અથવા કેરડાં કહેવાય છે ને અથાણા તરીકે વપરાય છે.)

**કેરખી**, સ્ત્રી. કાંગરી. (૨) સોનાની ગોળ ટીપકીઓની હાર.

**કેરડો**, પુ. [સં. करीर] ઝીણા કાંટાવાળી ડાળીવાળું ઝાડ.

**કેરબો**, પુ. એક જાતનો નાચ. (૨) કેરબાના નાચમાં ગવાતાં ગાયનો. (૩) એ ગાયનો જે રાગમાં ગવાય છે તે રાગ.

**કેરી**, સ્ત્રી. આંબાનું ફળ; આંબા. (૨) છઠ્ઠી વિભક્તિનો નારી જાતિનો પ્રત્યય.

**કેરીગાળો**, પુ. કેરીની મોસમ.

**કેરૂં**, પ્ર. કવિતામાં વપરાતો છઠ્ઠી વિભક્તિનો નાન્યતર જાતિનો પ્રત્યય.

**કેલ**, પુ. ચુનાનો ગારો; કોલ. (૨) મજબુત નમી જાય એવી કોઇ પણ બનાવટ. ક્રિ પ્ર. કેલીપાયા નાંખવા=મજબુત કામ કરવું. (૩) અથાણાનો મસાલો.

**કેલપડી**, સ્ત્રી. અગિઆર; એ સંખ્યાનો વેપારી સંકેત. [લીલા.

**કેલિ**, સ્ત્રી. [ सं ] રમત; ખેલ;

**કેલિકલહ**, પુ. [ सं.] કામકલહ; ક્રીડા કરતાં થએલો કજીઓ; રૂસણું.

**કેલિમુખ**, ન. [सं.] પરિહાસ. (૨) વિલાસ.

**કેલિશયન**, ન. [सं.] પલંગ.

**કેલો**, વિ વેપારીઓનો એકનો સંકેત શબ્દ.

**કેવડીઉં**, વિ. કેવડું ઉપરથી કવિતામાં વપરાતો શબ્દ. (૨) કેવડાની સુગંધવાળું.

**કેવડીઓ-કાથો**, પુ. બહુ શુદ્ધ કરેલો કાથો; કેવડાની સુગંધવાળો કાથો.

**કેવડું**, વિ. [सं. कियत्] કેટલું; શા માપનું. (એ જાણવાના પ્રશ્નમાં વપરાય છે.) (૨) કેટલા વરસનું.

**કેવડો**, પુ. એક જાતની વનસ્પતિ. (તેમાંથી તીવ્ર સુગંધીદાર માંજરો ફૂટે છે.)

**કેવલી**, વિ. કેવળ-મોક્ષ જ્ઞાનવાળું; જ્ઞાની. (૨) એકમાર્ગી.

**કેવળ**, વિ. [सं. केवल] જેમાં બીજું ભળેલું ન હોય તેવું; એકજ; શુદ્ધ; નિર્મળ (૨) એકલું; એક અમુકજ; નરદમ; માત્ર; ફક્ત.

**કેવળધામ**, ન. [सं.] જ્યાં

દ્વૈત નથી પણ માત્ર બ્રહ્મ છે એવું સ્થાન; પરમધામ; મોક્ષધામ.

**કેવળપ્રયોગી અવ્યય,** પુ ઉદ્‌ગાર બતાવનારો અવ્યયઃ–હાય હાય; ઓ; અરે; ધિક; છટ.

**કેવારે,** અ. કયી વખતે; ક્યારે.

**કેવું,** વિ. કઈ જાતનું; કયા પ્રકારનું; શા સ્વરૂપનું, વગેરે જાણવાને પ્રશ્ન પૂછવામાં વપરાય છે

**કેશ,** પુ [સં.] વાળ; નિમાળા. (૨) ચોટલો.

**કેશકલાપ.** પુ. [સં] વાળનો સાથે બાંધેલો અંબોડો; વેણી.

**કેશપાશ,** પુ. [સં.] સ્ત્રીના માથાના લાંબા વાળનો ગુચ્છ; વેણી; ચોટલો.

**કેશવ.** પુ. [સં.] પ્રભુ. (૨) વિષ્ણુ; શ્રી કૃષ્ણ. (૩) પાણીમાં રહેલું મડદું.

**કેશવાળી,** સ્ત્રી. સિંહ, ઘોડા વગેરે પ્રાણીની ગરદન ઉપરના વાળ; યાળ.

**કેશાકર્ષણ,** ન. [સં. केश+आकर्षण] વાળના જેવી ઝીણી નળીઓમાંથી પ્રવાહી પદાર્થનું ખેંચાવું.

**કેશિની,** સ્ત્રી. સુન્દર કેશવાળી સ્ત્રી. (૨) જટામાસી.

**કેસ,** પુ. [અં.] મુકરદમો; તપાસવાની કોઈ એક બાબત; કામ; બનાવ (૨) નવું થવું તે. (૩) વિગતપત્ર; પાનું; ફારમ

**કેસર,** ન. [સં.] એક જાતની વનસ્પતિના ફૂલના સુગંધીદાર રેસા. (૨) કોઈપણ ફૂલની અંદરના રેસા.

**કેસરપેપું,** વિ. ભટકણ; રિસાળ; અદાવરૂ; બોળીઉ

**કેસરી,** વિ. કેસરના રંગનું; કંઈક લાલાશ પડતું પીળું, રૂ. પ્ર. કેસરી ભાત= જેમાં કેસર નાખેલું હોય એવો ભાત. (૨) (લા) માર; મુક્કીનો માર.

**કેસરી,** પુ [સં.] સિંહ; વનરાજ; મૃગરાજ.

**કેસરીઉં,** વિ. કેસરના રંગનું જેમાં કેસર ભળેલું હોય એવું. (૨) રંગીલું; આનંદી; ઉત્સાહથી ભરેલું.

**કેસરીઆં,** ન. (બ. વ.) મરણના નિશ્ચયે કાર્ય કરવાને તત્પર થવું તે. રૂ. પ્ર. કેસરીઆં કરવાં.

**કેસવાઈ,** જુઓ કેશવાળી.

**કેસુ,** ન કેસુડાં.

**કેસુડાં,** ન. (બ. વ.) [સં. किंशुक] ખાખરાનાં ફૂલ. (આ ફૂલ લાલ હોય છે અને તેને પાણીમાં ઉકાળતાં પાણીનો રંગ કેસરી લાલ થાયછે.)

**કેસુડી,** સ્ત્રી. કેસુડાં ઉકાળીને બનાવેલું પાણી. (૨) ખાખરો.

**કેળ,** સ્ત્રી. [સં. कदली] કેળાં આપનાર વૃક્ષ. (કેળનું થડ સુંદર દેખાય છે. નાજુકાઇ બતાવવામાં કેળની ઉપમા લેવાય છે. રૂ પ્ર. કેળના ગર્ભ જેવી=ઘણી સુકુમાર (સ્ત્રી).

**કેળવણી,** સ્ત્રી. કેળવવું; કેળવવાની

